શ્રી રવિશંકર રાવળને
સાદર
શંભુલાલ [illegible]

# રઢિયાળી રાત

:: ભાગ ચોથો ::

ઝવેરચંદ મેઘાણી

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ

: પ્રકાશક :
શંભુલાલ જગશીભાઈ શાહ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી–રસ્તો : અમદાવાદ

આવૃત્તિ પહેલી : જુન ૧૯૪૨,




: મુદ્રક :
નાથાલાલ મ. શાહ
સ્વાધીન મુદ્રણાલય
સૌરાષ્ટ્ર રોડ : રાણપુર

દોઢ રૂપિયો

અર્પણ

અઢાર વર્ષ પૂર્વે આ લોકગીતોની પ્રથમ
લહાણી આપનાર બગવદરનાં મેરાણી

**બહેન ઢેલીને**

## ક્રમ

ઇશ્ક-મસ્તીના ગીતો ૪૯–૮૯



મુસલમાની રાસડા ૯૦–૯૫



રમત-રાસડા ૯૬ થી ૧૨૨

## ઇતિહાસ-ગીતો ૧૨૩ થી ૧૪૪



## જ્ઞાન–ગીતો ૧૪૯ થી ૧૫૬



*આ ગીત બેવડાયું હોઇ બાદ દેવાનું છે (જુવો પા. ૭૨. ગીત ૬૦ : ભાનભૂલી.

# પ્રવેશક

‘રઢિયાળી રાત’ના પહેલા ત્રણ ભાગ, ‘ચૂંદડી’ના બે ખંડો, અને ‘સોરઠને તીરે તીરે’માં નાવિક સ્ત્રીઓનાં ગીતો, એટલાં મળીને જે પોણાપાંચસોએક સ્ત્રીગીતો સંઘરાયાં છે તેમાં આ નવા ખંડનાં ઉમેરતાં આપણે કુલ આશરે છસો જેટલાં લોકગીતો તો એકલી સ્ત્રીઓની કંઠસ્થ સામગ્રીનાં ભંડારી શક્યા છીએ. તદુપરાંત ‘કંકાવટી’ બે ભાગમાં વેરાયેલ પડેલાં વ્રત–ગાનો પણ અભ્યાસીએ અવશ્ય નિહાળી લેવાં.

‘રઢિયાળી રાત’ના ચોથા ખંડની સામગ્રી મારી પાસે ઘણાં વર્ષોથી પડી હતી. અન્ય રોકાણો આડે એનું સંપાદન ઢીલમાં પડ્યું હતું. ‘સોરઠી ગીતકથાઓ’માં સંઘરેલા સાડાચારસો દુહા પણ પોતાનાં બહાર રઝળતાં બીજાં સેંકડો ભાંડુની રાહ જોતા હતા. ‘સૌરાષ્ટ્રની રસધાર’ના પાંચ ખંડો તેમ જ ‘સોરઠી બહારવટિયા’ના ત્રણ મળી આઠ વાર્તા–સંગ્રહોમાં તેમ જ ‘ઋતુગીતો’માં જે ચારણી કાવ્યવાણીની કૃતિઓ છે, તેને જુદી તારવી તેમાં ઉમેરવાની પણ વિપુલ સામગ્રી મારી પાસે પડી છે.

તે સર્વ સંશોધિત સાહિત્યનું સંપાદન હાથ ધરવાની નવી સ્ફૂર્તિ નીપજી છે તેનું શ્રેય મુંબઈ યુનિવર્સિટીના ૧૯૪૨નાં વસનજી માધવજી વ્યાખ્યાનો મને સોંપાયાં છે તેને જાય છે. ગુજરાત વર્ના.

સોસાઈટીના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ તરફથી, મુંબઈની ફાર્બસ સભા તરફથી તેમ જ સુરતની સ્વ. રા. બ. કમલાશંકર સ્મારક સમિતિ તરફથી લોકસાહિત્ય પર અભ્યાસયુક્ત વ્યાખ્યાનો આપવાનાં મળેલાં નિમંત્રણોને પણ મારો આ ઉત્સાહ આભારી છે.

## સર્વત્ર સ્વીકાર

આપણે ત્યાંના કંઠસ્થ લોકસાહિત્યના સંશોધન, સંપાદન અને જાહેર વ્યાખ્યાનપ્રવૃત્તિના પ્રારંભ પછી રાજપૂતાના, મહારાષ્ટ્ર, પંજાબ, સિંધ વગેરે પ્રદેશોમાં પણ તે જ પ્રવૃત્તિનો નાદ લાગ્યો છે. ઠેકઠેકાણે લોકગીતોના સુશિક્ષિત ગાયકો ઊભા થતા આવે છે, રસાનંદ રેલાય છે, ઉચ્ચ અભ્યાસદૃષ્ટિએ વિવેચનો પણ થાય છે; અને સર્વ દિશામાંથી એક સૂર તો નિશ્ચિતપણે ગાજી રહ્યો છે કે તળપદી લોકવાણીમાં ન ઉવેખી ને ન ગુમાવી શકાય તેવાં સાહિત્ય-બળો ભાષાભંડોળ, ભાવસમૃદ્ધિ, કલ્પનાપુંજ અને ઇતિહાસ-પુરાવાની દૃષ્ટિએ પડેલ છે.

છેલ્લામાં છેલ્લો આ અવાજ મહારાષ્ટ્રમાંથી આવે છે. તેની નોંધ લેતાં મેં 'ફૂલછાબ'માં નીચે મુજબ લખ્યું છે—

## મહારાષ્ટ્ર બોલે છે

'ગુજરાતના બાંધવ મહારાષ્ટ્રની પાસે એક ઠાવકો શબ્દ છે 'ગોડ.' 'ગોડ'નું ગુજરાતી ભાષાંતર 'મીઠું' કે 'મધુર' ન હોય, પણ 'ગળ્યું' હોય. ગળ્યું શબ્દ સૌરાષ્ટ્રીય છે. બાળકનો એ શબ્દ છે. એ શબ્દથી બાળક પોતાની ખાદ્ય વસ્તુની જે સ્વાદુતા દર્શાવે છે તે બીજો કોઈ શબ્દ દર્શાવી શકે નહિ.

'મહારાષ્ટ્રની આજની વાઙ્મય-મીઠાઈમાં એ 'ગોડ' શબ્દ એમના લોકસાહિત્ય વિષે યોજાવા લાગ્યો છે. એમણે લોકસાહિત્યનું સંશોધન હજુ હમણાં જ કરવા માંડ્યું છે. મુગ્ધ શિશુના ભાવે તે સંશોધકો

ને સંગ્રાહકો પોતાની માતાઓ બહેનો પાસેથી મેળવેલી 'ગાણી' 'કહાણ્યાં' 'ઓખાણે' 'ઓવ્યા' વગેરે કંઠસ્થ સ્ત્રીવાઙ્મયની સામગ્રી માટે આ 'ગોડ' એવું વિશેષણ વાપરતા થયા છે.

'મહારાષ્ટ્રી સ્ત્રી–જીવનના આ પ્રાચીન સાહિત્યધનમાં પ્રથમ વાર વિવેચનપૂર્વકનું ડોકિયું આપણને ૧૯૩૯માં શ્રી. વામન કૃષ્ણ ચોરઘડેએ કાકાસાહેબ કાલેલકરની સહાય લઇને કરાવ્યું. એ નાનકડા પુસ્તકનું નામ 'साहित्याचें मूलधन.' એનો પરિચય મેં તે કાળે ગુજરાતને કરાવ્યો હતો.

## સાને ગુરુજી

'તે પછી આજે એ જ પંથના પ્રવાસી મહારાષ્ટ્રના સુવિખ્યાત ગ્રંથકાર શ્રી. સાને ગુરુજી બન્યા છે. ૧૯૪૦ ને ૧૯૪૧ના એક જ વર્ષમાં તેમણે 'स्त्री—जीवन' નામના પુસ્તકના બે ખંડો આપણને સોંપી દીધા છે. એ સોંપણ કરીને પોતે એક સત્યાગ્રહી બની જેલમાં સિધાવે છે ને કહેતા જાય છે કે: 'मी गोळा केलेल्या ओंव्या जनतेला देउन मी मोकळा होत आहें: મેં એકઠાં કરેલ આ ઓવી–ગીતો જનતાને આપી દઈને હું હવે મુક્ત બન્યો છું.' બીજો ભાગ તો, એમણે સત્યાગ્રહના ગરમ બનેલા વાતાવરણ વચ્ચે, પોતાને જેલ જવાની ઘડીઓ ગણાતી હતી તે વચ્ચે, બે જ દિવસ ફાજલ પાડીને સંપાદિત કરી આપી દીધો.

'આ બેઉ 'ગળ્યા ગળ્યા' સંગ્રહો મને અમદાવાદ કોમર્સ કોલેજના પ્રો. વસંત જોષી તરફથી મળ્યા છે. પ્રો. જોષી ગુજરાતી ગ્રંથોની, મરાઠી સામયિકોમાં નોંધ લે છે ને મરાઠી–ગુજરાતી બેઉ વાઙ્મયની વચ્ચે સંસ્કારકડી રૂપ યુવાન છે.

## અભિજાત મરાઠી છંદ

'स्त्री–जीवन'ના બીજા ભાગના દસમા પ્રકરણના પ્રારંભમાં શ્રી.

સાને ગુરુજીએ ફરગ્યુસન કૉલેજનો એક પ્રસંગ ટાંકયો છે. પ્રો. પટવર્ધન એક દિવસ મરાઠી શીખવતા હતા, તેમણે વિદ્યાર્થીઓને પ્રશ્ન કર્યો કે .' તમને મરાઠી કાવ્ય–સાહિત્યનો અભિજાત છંદ કયો તે માલુમ છે?' વિદ્યાર્થીઓ ઉત્તર ન દઈ શકયા. પછી પ્રોફેસર પટવર્ધને એકદમ કહી દીધું :

' ઓવી. ઓવી જ મરાઠીનો અભિજાત છંદ છે. મરાઠી મહાકાવ્યોમાં આ વૃત્ત વપરાયું છે. આ વૃત્તમાં જ સ્ત્રીઓએ પોતાનાં સુખ-દુઃખ દર્શાવ્યાં છે. તમને એકાદ કોઈ ઓવી આવડતી હોય તો ગાઈ બતાવશો?' છોકરા હસ્યા. કોઈને ' ઓવી ' આવડે નહિ. એટલે પ્રો. પટવર્ધને—

पहिली माझी ओंवी, पहिला माझा नेम,
तुळशी खाली राम, पोथी वाची.

'એ ઓવી ગાઈને કહ્યું, ' ओंवी वृत्त फार गोड : ઓવી વૃત્ત બહુ ગળ્યું છે.' આ ગોડ શબ્દ સાને ગુરુજીએ વારંવાર વાપર્યો છે.

## ઓવીનું લાઘવ

'ઓવી એટલે સાડાત્રણ અથવા ચાર ચરણોનું અકકેક મોતી. પહેલા પ્રકારમાં બીજા અને ત્રીજા ચરણનું યમક આવે ને બીજા પ્રકારમાં બીજા ને ચોથા ચરણનું યમક. એ ગાવાનો એક વિશિષ્ટ લય હોય છે. આવી અઢીહજાર ઓવીનો સંગ્રહ સાને ગુરુજીએ એક અથવા બીજાં ગામોની સ્વજન સ્ત્રીઓ પાસેથી કરેલ છે.

'લોકસાહિત્યનો સંગ્રહ કોણ કરી શકે? કોને કરવો ફાવે? જેના મનપ્રાણમાં એ સાહિત્યનો રસ સીંચાઈ જઈ સારાય સર્જનનું બળ બની ગયો હોય તેને જ એ અધિકાર છે; બીજાઓ એ સાહિત્યને કેવળ પાંડિત્યદૃષ્ટિએ ન્યાય આપી શકે નહિ.

## નાનકડી ઉપનિષદો

'સાને ગુરુજી એક એવા અધિકારી પુરુષ છે. એ કહે છે કે "સ્ત્રીઓએ સ્વતઃ એવું સુંદર અભિજાત સાહિત્ય નિર્માણ કરેલ છે. કહાણીઓ, ગાણાં, ઓવી, એ બધું સ્ત્રીવાઙ્મય છે. કહાણીઓને તો પ્રોફેસર પોતદાર નાની નાની ઉપનિષદો જ કહે છે. આ કહાણીઓનું મારા ઉપર અપાર પરિણામ પેદા થયું છે, મારાં લખાણોમાંની સહૃદયતા ને સલુકાઈ મને કહાણીઓ પાસેથી મળે છે. કહાણીઓનો હું ઋણી છું. ઓખાણાં પણ અત્યંત કાવ્યમય છે. સૂચકતા એ જો કાવ્યનો આત્મા હોય તો ઓખાણાંને ઉત્કૃષ્ટ કાવ્યના નમૂના કહેવામાં અડચણ નથી. સ્ત્રીઓની નાની મોટી હજારો 'ગાણી' છે, તેમાં પૌરાણિક આખ્યાનો છે, સંસારનાં સુખદુઃખો છે, દેહ વિષેનાં ગાણાંમાં આધ્યાત્મિક વિચારો છે, કોઈ કોઈ વટસાવિત્રી સમી અતિ પવિત્ર લાંબી ગાણી મહાકાવ્યો સમી છે. વટસાવિત્રીનાં ગાણાં તો બી. એ. ના મરાઠી અભ્યાસક્રમમાં મૂકવા જેવાં છે.

'પરંતુ જે વાઙ્મયમાં સ્ત્રીઓએ પોતાના આત્માને સંપૂર્ણપણે ઠાલવેલ છે તે તો ઓવી. બાળકોને રમાડવાની, થાબડવાની, સૂવરાવીને નીંદર કરાવવાની વગેરે આ ઓવી સહજસ્ફૂર્તિથી રચાઈ છે. એમાં અપૂર્વ અકૃત્રિમ સહૃદયતા છે. એમાં વત્સલતાનો તો દરિયો છે. વચ્ચે વચ્ચે વિનોદની સુંદર છટા છે. અન્યાન્ય રસો પણ પ્રમાણસર પડેલા છે. એના પ્રકારો તો ભરપૂર પડયા છે. દળતાં-દળતાં ને ખાંડતાં ખાંડતાં સ્ત્રીઓ ઓવી ગાતી હતી તેનો ઉલ્લેખ તો સાતમી ને આઠમી સદીમાં પણ છે. આવી અસંખ્ય ઓવી કંઠોપકંઠ ચાલી આવે છે. આ ઓવીઓની માધુરી વિષે હું શું કહું? તેની અંદરની ભાવનોત્કટતા વિષે હું શું લખું? મારી બહેન ઓવીઓ ગાતી ગાતી રડતી." એમ કહીને સાને ગુરુજી એક મોતી ટાંકે છે:

मामें कीं आयुष्य, उणें करी हे गणया।
घाल सखीच्या चुडेया, मनुताइचा.

(અર્થ—મારું જે કંઈ બાકી આયુષ્ય હોય તે બાદ કરીને હે ગણેશ ! મારી દીકરીના ચૂડામાં ઉમેરજે.)

"માતાનું આવું પુત્રીવાત્સલ્ય ગાતી બહેનના ડોળા આંસુડે ભરાઈ જતા."

'સુખની વાત છે કે આજ મોડા મોડા પણ સાચા મહારાષ્ટ્ર-પુત્રોને પોતાની નક્કર સંપત્તિનું ભાન થયું છે. આ મુગ્ધભાવ કોઈ જેવા તેવા માણસનો નથી, પણ પ્રૌઢ પાવરધા ગ્રંથકારોનો અને રીઢા અધ્યાપકોનો છે.'

## રાજસ્થાની ત્રિપુટિ

આની પૂર્વે ૧૯૪૧ના જ વર્ષમાં શાંતિનિકેતનથી લોકસાહિત્ય પર પાંચ વ્યાખ્યાનો આપીને પાછા વળતાં દિલ્હીમાં, હરિજનસેવક સંઘના મંત્રી શ્રી. શ્યામલાલજીએ મારા હાથમાં ' राजस्थान के लोकगीत ' ના બે સંગ્રહો મૂક્યા. એ પ્રકટ કરનાર સંસ્થા કલકત્તાની 'ધ રાજસ્થાન રિસર્ચ સોસાઈટી.' એના સંપાદક ત્રણ વિદ્વાનો છે શ્રી નરોત્તમદાસ સ્વામી એમ. એ. (ડુંગર કોલેજના હિન્દીના પ્રાધ્યાપક) ઠાકુર રામસિંહ એમ. એ. અને સ્વ. સૂર્યકરણજી પારીક એમ. એ. તેમણે એકઠાં કરેલાં હજારેક ગીતો પૈકી ૨૩૦નો આ સંગ્રહ હજુ તો ૧૯૩૮ માં પ્રકટ થયો છે. પ્રકટ કરવાનું કારણ સોસાઈટીના મંત્રીના ' दो शब्द ' માં છે—

## સંચયનું કારણ

'લોકગીત તો દેશના આત્માનાં પરિચાયકો છે. લોકગીતોમાં દેશનું ચરિત્ર, લોકોના મનોભાવ અને માતૃજાતિની પ્રતિભા ભરી છે.

રાજસ્થાનના અન્ય સાહિત્યની જેમ એનું લોકસાહિત્ય પણ ઉચ્ચ કોટિનું છે. લોકગીતોનો સંસાર તો એનો પોતાનો જ નિરાળો છે. પરંતુ કલકત્તા અને જયપુરના કેટલાક ધનલોલુપ પ્રકાશકોએ રાજસ્થાની લોકગીતોને ખરાબમાં ખરાબ સ્વરૂપે જનતાની સામે ધર્યાં. લોકો વર્ષોથી એ વાંચે છે. એથી ઇતર પ્રાંતની વ્યક્તિઓના અંતરમાં અમારાં લોકગીતો વિષે જે માન્યતા વસી હોય તે તો ખેર, પણ શહેરોના નિવાસી અમારા જ સમાજના સમજદાર માણસોમાં એવી માન્યતા ઠસી હશે કે અમારું લોકસાહિત્ય અતિ હીન કોટિનું છે. કલકત્તાના અમુક પ્રકાશકોએ તો અશ્લિલ રૂપે જનતાની સામે આ ગીતો ધર્યાં ને જખમ પર મીઠું ભભરાવવા માટે સાથે અશ્લિલ ચિત્રો જોડી દીધાં. અમે એની સામે આંદોલન ઉઠાવ્યું તો અમને ઘણાએ કહ્યું કે આને જ મળતાં ગીતો અમારાં ઘરેઘરની સ્ત્રીઓ ગાઈ રહી છે. સાંભળીને હૃદય ફાટી ગયું. તે જ ક્ષણે ઇચ્છા થઈ કે સમાજને પોતાના ગૌરવરૂપ લોકસાહિત્યનો કંઈક રસાસ્વાદ કરાવવો.'

આપણી 'રઢિયાળી રાતો'ની માફક આ સંગ્રહની પણ સુદીર્ઘ રસાસ્વાદક પ્રસ્તાવનામાં વિદ્વાન સંપાદક-ત્રિપુટિએ લખ્યું કે 'રાજસ્થાની લોકગીત એના સૌંદર્યમાં અનોખાં છે. પરંતુ આધુનિક કહેવાતી સભ્યતા અને શિક્ષણના પ્રવાહમાં પડીને એ પ્રતિદિન વિસ્મૃતિના ગર્ભમાં વિલીન થઈ રહેલ છે. એના ઉદ્ધાર તેમ જ રક્ષણને માટે જો આપણે આજથી જ પ્રયત્નશીલ નહિ બનીએ તો આપણો એ અમૂલ્ય ખજાનો તરતમાં જ હાથથી ખોઈ બેસશું.'

સુબુદ્ધિ તો એમને આ સૂઝી કે 'આ સંકલનને તૈયાર કરવામાં કેવળ સર્વશ્રેષ્ઠ ગીતો જ સંગ્રહાય એમ ન રાખતાં બને તેટલા વધુ વિષયોનાં ગીતો સંઘરવાની દૃષ્ટિ રાખી છે.'

## સૌંદર્યમુગ્ધ રાજસ્થાનીઓ

આ લોકગીતોનાં દર્શને સંપાદકો મુગ્ધ બન્યા છે. એ સૌંદર્ય-મુગ્ધતાને વ્યક્ત કરતાં તેઓ ઉચ્ચારે છે કે 'માનવજીવનની, એના ઉલ્લાસની, ઉમંગોની, કરુણાની, રુદનની, સમસ્તની કહાણી આ ગીતોમાં અંકિત છે. ખબર નથી કે કેટલો કાળ ચીરીને એ ચાલ્યાં આવે છે. કાળનો વિનાશકારી સ્વભાવ એને જરીકે બગાડી શકયો નથી. સર્વ-ભક્ષી કાળના એને મિટાવી દેવાના પ્રયત્નની નિષ્ફલતા પર હસતાં આ ગીતો જનતાની જીભ પર નાચી રહેલ છે. કાળ ખિજાય છે, એને ભાંગે છે, મરડે છે, પણ મિટાવી નથી શકતો. કાળાન્તરમાં એનાં બાહ્ય સ્વરૂપો બદલાય છે, ભાષાનું આવરણ ધીરે ધીરે બદલાય છે, પણ ભીતરી પ્રાણતત્ત્વમાં કંઈ ફરક પડતો નથી.

'કેટલાં મનોરમ, કેટલાં હૃદયસ્પર્શી ને કેટલાં સ્વાભાવિક છે આ નારી-ગાન ! અંતરતલની તંત્રીના એકેએક તારને ઝંકારી મૂકતાં આ ગાનને સુધારાના કૃત્રિમતાપૂર્ણ વાતાવરણમાં રહેનારા શાસ્ત્રીય કળા-કારની વાણી કઈ રીતે પહોંચી શકે ?

'નારીહૃદયમાં જ્યારે જ્યારે સુખ-દુઃખ, આશાનિરાશા, કે ઉમંગ-આઘાતની પ્રબલ લહરી ઊઠી ત્યારે ત્યારે એ ગીતના રૂપમાં વ્યક્ત થઈ. એણે પોતાના સારા વા બૂરા કોઈ પણ ભાવને નિષ્કપટ-પણે શબ્દારૂઢ કર્યા. એમાં સરલ છલહીનતા છે. ભાવગોપનની વૃત્તિ ક્યાં ય નથી મળતી.'

દેશદેશાન્તરોનાં અલગ લોકગીતો વચ્ચે સામ્યનું દર્શન કરાવતાં સંપાદકો લખે છે કે : 'માનવ-હૃદય સર્વત્ર એનું એ જ છે. એ જ કારણે સંસારભરના લોકસાહિત્યમાં સર્વત્ર એક જ અંતર્ધારા વહતી રહી છે. એમાં કેવળ ભાષાની જ ભિન્નતા છે.' એમ કહીને એ સંપાદકો આપણાં 'ચૂંદડી' ભાગ બે, 'રઢિયાળી રાત' ભાગ ત્રણ વગેરેનાં ગીતો

રાજસ્થાનનું मह्हँदी (राजस्थान के लोकगीत : १४) બન્ને વચ્ચે કથાનું તેમ જ શબ્દોનું સામ્ય હોવા છતાં તેમાં ગુજરાતી ગીતની જે માર્મિકતા 'તારી માનેતીની ઉંડી આંખ' વાળા સંદેશામાં છે તે રાજસ્થાનીમાં નથી. પ્રથમ તો એમાં આપણી રીતે વાટીઘૂંટીને વાટકા ભરી ભાભીના હાથ રંગાવવાના કોડ ભર્યો દેર નથી. એમાં તો સ્ત્રીએ પરદેશવાસી પતિને બધાં જ ગંભીર બહાનાંવાળા સંદેશા મોકલીને પછી છેલ્લું બહાનું 'थारी नार मुई घर आव' એમ કહાવ્યું છે. એમાં ખૂબી નથી. ખૂબી તો ગુજરાતે જ બતાવી, 'તારી માનેતીની ઉંડી આંખ' એમ કહીને. પણ એથી ઉલટું રાજસ્થાની પાઠમાં જે છેલ્લી માર્મિકતા છે તે ગુજરાતી પાઠમાં નથી. ઘેર પહોંચતો પતિ બધાં જ સ્વજનોને જીવતાં નિહાળે છે. પોતાની ગોરીને છલ કરીને બોલાવવા માટે ટકોર કરે છે ત્યારે સ્ત્રી મીઠી દાઝ કાઢે છે કે—

> 'च्यार टकारी थांरी नोकरी,
> लाख मोहर की म्हारी रात
> —सोदागर मह्हँदी राचणी.
> नेडेकी कर ल्यो राजन चाकरी,
> सांझ पड्यां घर आव—सोदागर.

'તારી ચાર ટકાની નોકરી વધુ કિંમતી કે મારી લાખ ટકાની રાત ! માટે હે સ્વામી, કોઈ નજીકની નોકરી ગોતી લો, ને રોજ સાંજ પડે ઘેરે આવતા જાઓ !'

લોકસંસ્કૃતિનાં આંતરપ્રાંતીય વિચારનીરની આવ-જા અને આપ-લે તો, લોકસમૂહની આવ-જાની સાથે જ થતી રહી છે, પણ તે આપ-લે ઉછીઉધારાં જેવી કે નરી નકલ જેવી ન હોતાં નિજ નિજની ભોમને ભાવતી સંસ્કાર-ભાતે કેવી સુશોભિત બની છે તે બતાવતો મારો લેખ 'ફૂલછાબ'માંથી ઉતારું છું—

### તેજમલ અને સજના

'ઊગમણી ધરતીના .દાદા કાગળ આવ્યા રે ' એ ગીત–પંક્તિ કાને પડે છે, ને તમારામાંના કેકનાં ચક્ષુ સમીપ 'તેજમલ' ની તેજ–મૂર્તિ ખડી થતી હશે. ઠાકોરની એ નાનેરી દીકરીએ પુરુષવેશ સજીને દુશ્મનોનાં દળકટક વાઢ્યાં હતાં પણ શત્રુઓના સંહાર કરતાં યે એનું વધુ મોટું પરાક્રમ તો એણે પોતાનો નારી–સ્વભાવ છુપાવવામાં દાખવ્યું હતું. ઠાકોરનો દીકરો બનીને એણે પોતાના વતનની રક્ષા કરનાર વીર–સેના ભેળી કરી હતી. ( જુઓ ર. રા. ભા. ૩ 'તેજમલ ઠાકોર.' )

'જેવું પ્યારું અને રોમાંચક આપણ ગુર્જરોને તેજમલનું નામ છે, તેવું જ પ્રેરક અને પ્રોત્સાહક નામ રાજસ્થાનમાં 'સજના 'નું છે. તેઓની 'સજના ' ને આપણી 'તેજમલ ' એકનાં એક છે; એક છતાં એકબીજાની નકલ માત્ર નથી, ફોટોગ્રાફી માત્ર નથી, ભાષાએ અને સંસ્કારે એક છતાં ભાવે અને કલ્પનાશક્તિએ ભિન્ન, એવા બે લોકવિરાટનાં બે જુદાં સર્જનો છે. એ ભિન્નતામાં સામ્ય અને સામ્યમાં ભિન્નતા, એ તો લોકસાહિત્યનું રમ્ય લક્ષણ છે.

'राजस्थान के लोकगीत ' નામના ત્રણ સંગ્રહો આજ બે વર્ષથી કલકત્તાની 'રાજસ્થાન રીચર્સ સોસાયટી ' તરફથી પ્રકટ થયા છે અને એના સંગ્રાહકો સંપાદકો રાજપૂતાનાના ત્રણ સુનંદા વિદ્વાન સંશોધકો છે: હીનભાગ્ય છે આપણું કે આવા પુરુષોની ને આપણા ગુજરાતી સંશોધકોની વચ્ચે પ્રત્યક્ષ કે પરોક્ષ સંપર્ક નજીવો છે. અભિનંદન તો એમને છે, કે ઉક્ત પ્રકાશનના પ્રથમ ભાગ (પૂર્વાર્ધ ) ના પ્રવેશકમાં ( પંદરમે પાને ) તેમણે મારા લોકગીત–સંગ્રહો, રઢિયાળી રાત, ચૂંદડી આદિમાંનાં પંદરેક ગીતોનો ઉલ્લેખ કરીને પોતાના સંગ્રહોમાંથી લોકગીતોનાં સમાન ગુર્જર ગીતોની

નોંધ લીધી છે. આપણા તેમ જ અન્ય પ્રાંતોના બીજા કેટલાક એવા પણ 'અન્વેષકો' છે કે જેઓ આ ગુજરાતી સંગ્રહોમાંથી ઉઠાવેલ ગીતો પોતાનાં જ શોધેલાં હોય તેવી મોઘમ રીતે નિર્દેશતા હોય છે !

'એ સંગ્રહો શ્રી. બિરલાજીની સહાયથી બહાર પડેલ છે. વ્યાપારી બિરલા ચિંતક અને કલમનવેશ છે એ તો હમણાં જ એમનાં ' बापू ' આદિ લખાણોથી જણાયું. પણ પોતે લોકસાહિત્યના પારખ ને પ્રેમી છે એવું તો મને આ પુસ્તકોની ભેટ કરનાર દિલ્હી હરિજન સેવકસંઘવાળા વિદ્વાન મિત્ર શ્રી. શ્યામલાલજીથી જ જાણ્યું.

'આટલા પ્રાસ્તાવિક નિર્દેશ પછી આપણે હવે રાજસ્થાની 'સજના' અને આપણી ' તેજમલ ' વચ્ચે પરસ્પર પિછાન કરાવીએ ને એ પરથી આપણે તારવવાનું તારતમ્ય પાછળ રાખીએ.

**બેઉ ગીતોની તુલના**

' તેજમલ 'નો ઉઘાડ કરતી પંક્તિઓ આ રહી :

' ઉગમણી ધરતીના દાદા ! કોરા કાગળ આવ્યા રે
' એ રે કાગળ દાદે ડેલીએ વંચાવ્યા રે
' કાકો વાંચે ને દાદો રહ રહ રોવે રે '

' सजना 'નો ઉઘાડ આમ છે :

' बैठया बावोजी तखत बिछाय .
' कागदिया तो आया जी बावाजीरे हाडेराव रा.

ત્યારે સજના દીકરી પૂછે છે :

' कागद बाबाजी, म्हांने बांच सुणाय,
' कांइ रे हे लिख्यो छे बाबाजी कोरे कागदां

આપણી તેજમલ દાદાને પૂછે છે :

' શીદને રૂવો છો દાદા ! અમને સંભળાવો રે.

સજનાને એના બાબા ઉત્તર આપે છે કે :

' कागद वाइजी वांच्या ए न जाय
' छाती तो फाटे, ए वाइ सजना, हिवडो ऊफाळे.

હે બાઈ (દીકરી)! કાગળ તો વાંચ્યા જાય તેવા નથી. છાતી ફાટે છે ને હૈયું વ્યાકુળ બને છે.

સજનાના પિતા પર, મોટા રાજા હાડેરાવજી જયમલે કાગળમાં શું લખ્યું છે?

' एवडछेवड लिखी छे सात सिलाम,
' वीचमें तो लिखियो, ए वाइ सजना, वेग पधारणा'

સોરઠી ગીતની પંક્તિઓ એ જ છે :

' કોરે મોરે લખિયું છે સાત સલામું રે
' વચાળે લખી ચાકરી રે લોલ.'

અને તેજમલના દાદા પરના કાગળમાં :—

' દળકટક આવ્યું દીકરી, વારે કોણ ચડશે રે!

સજનાના બાપ નાના ઠાકોર છે ને એને મોટા રાજા હાડેરાવ કાનુન પ્રમાણે બાર વરસની લશ્કરી નોકરી પર હાજર થવા બોલાવે છે. જાગીરોના બદલામાં આ રીતે જાગીરદારે પોતે કે એના પુત્રે મોટા રાજાની ફોજમાં નોકરી ઉઠાવવી પડતી. ('બાર વર્ષ' શબ્દને લોકગીતમાં મોટું સ્થાન છે. એનો અર્થ લાંબી મુદત એટલો જ કરવાનો રહે છે.)

તેજમલનો બાપ પણ નાનો ઠાકોર છે; એની રિયાસત પર શત્રુઓ ચડયા છે. પણ સામે સૈન્ય લઈ કોણ ચડે? દાદા વૃદ્ધ છે, અને—

'સાત સાત દીકરીએ દાદા વાંઝિયા કે'વાણા રે!

સાત દીકરી છે, દીકરો એક પણ નથી. એ જ દશા સજનાના બાબાની હોવી જોઈએ.

તેજમલ શો તોડ કાઢે છે?

'હૈયે હિમ્મત રાખો દાદા! અમે વારે ચડશું રે.'

સજના શો ઉકેલ બતાવે છે?—

'થે मारा बाबाजी, बेदिल मत होय,
'बारै तो बरसां लग करसां चाकरी.'

અર્થ-તું ઓ મારા પિતા, બેદિલ ન બનજે. હું જઈને બાર વરસ સુધી હાડેરાવની નોકરી ભરી આવીશ.

તે પછી તુરત સજના તો મરદ-વેશ ધારણ કરીને, ઢળતી રાતે ઊંટ પર ચડી ચાલી નીકળે છે—

'करिया सजना मरदाना-मेस
करला ललकार्या ए बाई सजना ढळती रातरा.'

પરંતુ આપણી તેજમલના દાદા એટલી ઝડપે મનનું સમાધાન પામે તેવા નથી. એ તો સ્તબ્ધ બને છે દીકરીની ધૃષ્ટતા ભાળીને. એને વિમાસણ થાય છે કે તેજમલ પોતાનું નારીત્વ કેમ કરીને છુપાવશે? ને એક સ્ત્રીની સરદારી નીચે રાજપૂત લડવૈયાનું મેલાણ કેમ કરીને થઈ શકશે? બાપ-દીકરીની વચ્ચે સંવાદ ચાલે છે:

પ્રશ્ન—માથાનો અંબોડો તેજમલ અછતો કેમ રે'શે રે,
ઉત્તર—માથાનો અંબોડો દાદા, મોળીડામાં રે'શે રે.

હે પિતા! અંબોડાને તો હું મારી પાઘડીમાં લપેટી લઈશ.

પ્રશ્ન—કાનના આકોટા તેજમલ, અછતા કેમ રે'શે રે?
ઉત્તર—કાનના આકોટા દાદા, બુકાનીમાં રે'શે રે.

પ્રશ્ન—હાથના ત્રાજવડાં તેજમલ, અછતાં કેમ રે'શે રે?

ઉત્તર—હાથનાં ત્રાજવડાં દાદા, બાંહોડલીમાં રે'શે રે.

યોદ્ધાની અંગરખીની બાંય હંમેશાં લાંબી હોય છે, એટલે છૂંદણાં છૂપાવી શકાશે.

પણ પછી તો મૂંઝવણ આગળ વધે છે.

પ્રશ્ન—દાંત રંગાવેલ તેજમલ, અછતા કેમ રે'શે રે?

ઉત્તર સહેલો નથી. રાતા રંગાવેલ દાંતને છુપાવવાનું કોઈ સ્થૂલ સાધન નથી. પણ ડાહી તેજમલને એ છુપાવવાની બૌદ્ધિક આવડત છે—

ઉત્તર—નાનાં હતાં ત્યારે મોસાળે ગ્યાં'તાં રે
ખાંતીલી મામીએ દાંત રંગાવ્યા રે

હે પિતા! શંકા કરનારને હું આવો ખુલાસો કરીશ કે મોસાળમાં હું બાળપણમાં ગયેલ ત્યાં મારી મામીએ વહાલ કરીને મારા દાંત રંગાવેલા!

યાદ રાખજો, 'નાનાં હતાં ત્યારે.' મોટપણે કોઈ મામી પુરુષ ભાણેજને આવું મીઠી હાંસીભર્યું વહાલ કરે નહિ ને!

પ્રશ્ન—નાક વીંધાવેલ તેજમલ અછતાં કેમ રે'શે રે?

ઉત્તર—અમારા દાદાને અમે ખોટના હતા રે
ખોટના હતા તેથી નાક વીંધાવ્યાં રે!

સાત બહેન ઉપર આવેલ એક ભાઈ ખોટનો કહેવાય. પણ છઠ્ઠીના (જન્મ પછી છઠ્ઠા દિવસની રાતના) ભાગ્યલેખ લખવા વિધાતા દેવી આવે ત્યારે દીકરો દેખીને રખે વહેલું મૃત્યુ લખી નાખે, એટલે વિધાતાને છેતરવા માટે નાક વીંધાવેલું કે જેથી કરીને વિધાતા 'આ તો છોકરી છે!' એમ વીંધાવેલ નાક પરથી માની લઈને અમંગળ કશું લખ્યા વગર ચાલી જાય!—આવું આવું હું મને પ્રશ્ન કરનારને સમજાવી દઈશ હો પિતા! એમ તેજમલ કહે છે.

ડખોળીને નહાશે. જયમલ રાજા સજનાને થાપ ખવરાવવા તીરે બેસી નહાયો, પણ ગાયડમલ સજના તો પુરુષ-લક્ષણો પ્રત્યે પૂરી સાવધાન હતી, એ તો સરોવરના સમુદ્ર-નીરમાં ઝંપલાવીને નહાઈ.

ત્રીજી કસોટી—

'एक वार, देवर राय रसोइ ले चाल

* * *

'नारी होय तो धीरे धीरे खाय
मरद मूंछालो तो झट दे जीम चलु करै.

સાથે જમવા તેડી જા. સ્ત્રી હશે તો ધીમે ધીમે જમશે, પુરુષ હશે તો ઝટ દઈને જમી લઈ ચળુ કરશે.

એ પારખામાં પણ સજના જીતી ગઈ. પછી છેલ્લી પરીક્ષા સૂચવાય છે—

'एक वार देवर सेजांमें ले चाल,

* * *

'नारी होय तो फूल जावै मुरझाय
'मरद मूंछालो री सेजां ओ देवर, सळवट ना पडै.'

પોતાની સાથે સજનાને એક સાથે સેજમાં સુવાડવાની વાત આવી. સ્ત્રી હશે તો ફૂલની માફક ચીમળાઈ જશે ને પુરુષ હશે તો દિલમાં કંઈ સંકોચ નહિ રાખે!

આવી ઉગ્ર પરીક્ષાનું શું પરિણામ આવશે? ગીતના શ્રોતાઓ-કે વાચકો! તમે અધીર બનશો, તમારા શ્વાસ અદ્ધર ચડી જશે. હૈયું ફફડી ઊઠશે, કે શું થશે! શો બચાવ જડશે!

એનો નિકાલ લોકકવિ ખરી ચમત્કારિક રીતે લાવે છે. એ કહે છે કે તે જ દિવસે સજનાની ચાકરીનાં બાર વરસ (મુકરર સમય) ખતમ થઈ ગયાં. પછી એને રોકાવાનું બંધન નહોતું-

'दो गड सजना खुल्ले अनगार
'दिन तो उगायो ए बाई सजना बाबाजी रे देसमें.

'उठंगी सजना मनंद–तळाव
'चूड़लो तो दिखायो बाई सजना थांरे हाथ रो.

'खड खो बाबाजी, हरियो पल्लणो नोल
'थारे घरां री औ बाई सजना कर आयी चाकरी.'

એ કટોકટીની રાત પડી કે તત્કાળ સજના ઘોડે ચડી ચાલી નીકળી. રાતભર મજલ ખેંચી, પ્રભાતે તો પિતાના વતનમાં પહોંચી ગઈ અને પોતાના હાથનો ચૂડો બતાવી (પોતે પરિશુદ્ધ રહી છે તેની એંધાણી તરીકે ?) એણે હાક મારી, 'ઓ ઓ પિતા, કમાડ ખોલો, બાર વરસની નોકરી પુરાવીને હું પાછી આવી પહોંચી છું.'

આપણી તેજમલની પરીક્ષા આ કરતાં સહેજ જુદી ઢબે થાય છે. શંકાશીલ સાથીઓ ગોઠવે છે કે—

'ચાલો મારા સાથી આપણ દોશીડા હાટ જઇએ રે
'દોશીડા હાટ જઈએ ને અસતરી પારખીએં રે

'પુરુષ હશે તો એનાં પાઘડીએ મન મો'શે રે
'અસતરી હશે તો એનાં ચૂંદડીએ મન મો'શે રે

'સંધા સાથીડાએ ચૂંદડિયું મૂલવિયું રે
'તેજમલ ઠાકરીઆએ પાઘડલી મૂલવિયું રે

એ જ રીતે બીજી ખરીદી કરવા લઈ ગયા, પણ તેજમલે તો પુરુષોચિત વસ્તુનો આગ્રહ બતાવ્યો. પછી છેલ્લી પરીક્ષા નદીએ નહાવા જવાની આવે છે. એના શબ્દો બરાબર 'સજના'ના ગીતને મળતા છે.

'ચાલો મારા સાથી આપણ નદીએ નાવા જઇએ રે
'નદીએ નાવા જઇએ ને અસતરી પારખીએ રે.

'અસતરી હશે તો એ કાંઠે બેસી નાશે રે.
'પુરુષ હશે તો એ દરિયા ડાળી નાશે રે.

'સઘળા સાથીડા તો કાંઠે બેસી નાચા રે.
'તેજમલ ઠાકોરીઓ તો દરિયો ડોળી નાચો રે.'

તેજમલનાં પારખાં અને સજનાનાં પારખાં મોટે ભાગે ભિન્ન છતાં લોકવિદ્યાના રહસ્યની દૃષ્ટિએ એક જ છે. બેઉમાં ભૂલથાપ દેવાની કરામત એક જ પ્રકારની છે. સજનામાં જે છેલ્લી ટોચરૂપ કસોટી છે તે તેજમલમાં નથી. કારણ સ્પષ્ટ છે. સજનાને ને તેજમલને જુદાં જુદાં જ ક્ષેત્રો ખેડવાનાં હતાં. સજનાને ચાકરી પૂરી કરી ચાલ્યા જવાનું હતું, તેજમલને શત્રુઓ પર જીત મેળવીને વળવાનું હતું. સજનાની લીલાભૂમિ યુવાન રાજવી જયમલના મહેલમાં–અંગત જીવનમાં હતી, તેજમલની લીલાભૂમિ રણાંગણ હતું. સજના વધુ રહસ્યમયી ને કૌતુકભરી છે, તેજમલ વધુ તેજસ્વિની છે. બેઉ ગીતો પર નિજ નિજ કવિકળાની ન્યારી ન્યારી નકસી છે. બન્ને પોતપોતાની જન્મભોમનાં રાષ્ટ્રગીતોને ઉચ્ચ પદે બિરાજે છે.

## રામનરેશ ત્રિપાઠી

'राजस्थानी लोकगीत'ના ને આપણાં સંખ્યાબંધ લોકગીતોના એવા, નિજનિજ તળપદા સંસ્કારે સુરમ્ય ને લાક્ષણિક સામ્ય પર વધુ ન થોભતાં પ્રત્યેક પ્રાંતના લોકગીતોપાસકોએ જે સૌંદર્યમુગ્ધ અને અભ્યાસનિષ્ઠ દૃષ્ટિ દાખવી છે તે નિહાળવા માટે આપણે શ્રી રામનરેશ ત્રિપાઠીએ સંપાદિત કરેલ "ग्रामगीत" તરફ વળીએ.

પ્રયાગમાં હિન્દી—મંદિર ચલાવનાર શ્રી. રામનરેશનું ઉર્દૂ, હિંદી અને સંસ્કૃત લલિત વાઙ્મયનું બહોળું તેમ જ ઊંડું અવગાહન એમના 'कविता–कौमुदी' નામના પહેલા ચાર દળદાર સુભાષિત–સંગ્રહો દ્વારા સુપ્રસિદ્ધ છે. ૧૯૨૨–૨૩માં એ વિદ્વાન રસાત્માની નિગાહ ગ્રામલોકોના દુઃખસંવેદિત સંસાર તરફ ખેંચાઈ. એક દિવસ જૌનપુરથી પ્રયાગ આવતાં સ્ટેશન પર ચમાર અને અહિર મર્દોને આજીવિકા અર્થે

કલકત્તા તરફ વિદાય દેતી સ્ત્રીઓનું છાતીફાટ આક્રંદ એણે સાંભળ્યું. મર્દોને ઉઠાવીને ટ્રેન ચાલી નીકળી ત્યારે એ જાહેર વિલાપ-પ્રદર્શનની નિર્બળતા પર વિચાર કરતા ઊભેલા આ વિદ્વાને એ જ સ્ત્રીઓને કંઠેથી 'પરદેશિયો'નાં ગીત ઊપડતાં સાંભળ્યાં. એમાંના એક ગાનની એક કડી એના કાનમાં ગુંજતી રહી—

'रेलिया सवती मोरे पियाके लइ के भागी.'

[મારી શોક્ય રેલગાડી મારા પિયુને લઈને ભાગી.]

કેમ આકર્ષાયા !

એ લખે છે, 'રેલગાડીનું શોક્ય નામે સંબોધન સાંભળી હું ચોંકી ઊઠ્યો. આ તો બિલકુલ નવી ઉપમા ! કોઈક સ્ત્રીનું જ રચેલું આ ગીત હશે. નહિ તો આવી મર્મની વાત કહેવાની આ જમાનામાં ફુરસદ કોને ? શું સ્ત્રીઓ પણ કવિતામય હૃદય ધરાવે છે ! હું એ કડીની સાથે જ આ વાતને વિચારી રહ્યો. સેંકડો વર્ષ પૂર્વે કવિ રહીમે સ્ત્રીઓના વતી એક 'બરવૈ' કહ્યો હતો, જેમાં શોક્યની તુલના હંસણીને અપાઈ છે. મને યાદ આવ્યું-

पिय सन अस मन मिलियुं, जस पय पानि
हंसिनि भई सवतिया, लइ बिलगानि.

[પિયુ સાથે મારું મન એવું મળેલું કે જેવાં દૂધપાણી મળેલાં હોય. પણ શોક્યે હંસણી બનીને અમારાં બેઉ હૈયાંને જુદાં પાડ્યાં.]

'પણ આ તો પયથી પાણી જુદું પાડવાનો હંસ-હંસણીનો કલ્પિત ગુણ, પક્ષી-વિશારદના કથનાનુસારનો નહિ. ને અહીં રેલ-ગાડી તો પ્રત્યક્ષ શોક્યનું કામ કરી ગઈ. એ પતિને લઈને ભાગી જાય છે. મને એ ગીત રચનારીની સરસતા અતિ મધુર લાગી. તે દિવસથી હું ગ્રામગીતો સંગ્રહવા આકર્ષાયો.

'એક દિવસ મેળામાં ગ્રામનારીના મોંએથી એક કડી સાંભળી—

हम चितवत तुम चितवत नाहीं
तोरी चितवन में मन लागो पिया

'મને અનુભવ થયે કે મારામાં ફૂટેલા અંકુરને કોઈએ સીંચન કર્યું'.

**મશ્કરી કરેલી**

'મારો જન્મ ગામડાંમાં થયો છે, પ્રારંભનાં અઢાર વીસ વર્ષ મેં ગામડાંમાં જ ગાળેલાં છે, ગ્રામજીવનની રીતરસમથી હું ઠીક ઠીક પરિચિત છું, અને ગ્રામપ્રદેશોની જનતામાં પ્રચલિત દોહા, ચોપાઈ, સવૈયા, કવિત આદિને હું બચપણથી જ જાણું છું. પણ મોટો થયા છતાં—હિન્દી કવિઓથી પરિચિત છતાં-હું ગ્રામીણ કંઠસ્થ સાહિત્યને ગમારોની વાણી સમજી એની અવગણના કરતો હતો ને પ્રસંગ પડતાં એની મશ્કરી પણ ઉડાવતો હતો. પરંતુ તે દિવસની રેલગાડીની ઘટનાએ મારા પ્રવાહને પલટી નાખ્યો. હું ચારેગમ ભાષાની શોધ કરતો હતો, તે દિવસથી હું ભાવોની મીઠાશ શોધવા લાગ્યો. મધની માખી ફૂલો પર લુબ્ધ નથી બનતી, એ તો મધુ શોધે છે. બરાબર એવી જ પ્રવૃત્તિ મારી બની ગઈ. હવે હું ગ્રામીણ ગીતો ધ્યાનથી સાંભળવા લાગ્યો, અને એમાં છુપાયેલા એક પ્રાચીન પણ મારે માટે તો બિલકુલ નવીન જગતનું ચિત્ર જોવા લાગ્યો.'

વર્ષો સુધી યુક્તપ્રાંત, બિહાર, રાજપૂતાના આદિ પ્રદેશો ઘૂમીને શ્રી ત્રિપાઠીજીએ ૧૦–૧૨ હજાર ગીતો મેળવ્યાં એમ પોતે કહે છે. એનો પહેલો સંગ્રહ 'ग्रामगीत' : कविता–कौमुदिना પાંચમા ખંડ લેખે ૧૯૩૦માં પીરસ્યો. (બીજો ખંડ હમણાં પ્રસિદ્ધ થયો છે.) એની પ્રસ્તાવનાના પહેલા જ શબ્દો–'એક વિચિત્ર પ્રકારની શિક્ષણપ્રણાલિને પ્રભાવે આપણે આપણા લોકોથી ને દેશથી બહુ દૂર પડી ગયા છીએ. આપણે આપણી ભાષાના થોડાક જ શબ્દોના કુંડાળામાં કેદ બન્યા છીએ. આપણે આપણા દેશમાં વિદેશી

જેવા બન્યા છીએ. પૂર્વજોની ભૂમિમાં પહોંચાડનારી પગદંડી છોડી દઈ ને એક એવી સાફ સીધી સડક પર મુગ્ધ બની ચાલી નીકળ્યા છીએ કે એ સડક આપણને ક્યાં લઈ જશે તેની ખબર નથી, ક્યાં લઈ જશે એ પૂછવું પણ ભૂલી ગયા છીએ. આપણે હાથમાંનો દીવો જ ફેંકી દીધો છે. આવો, એ દેશમાં જઈએ.'

સાત ફાયદા

ગીતો શોધવાની મુશ્કેલીઓ, એક એક ગીતની ત્રૂટક કડીઓને હાથ કરવામાં લાગી જતા દિવસોના દિવસો, જેમની પાસેથી એ ગીતો લેવા ગયા તે ગરીબ ચમારણોનાં ઝૂંપડાની અંદરની દુરવસ્થા, ગ્રામપ્રદેશો ખૂંદવામાં પડતાં શારીરિક કષ્ટો, ગ્રામીણ લોકોની કઢંગી જીવનપ્રણાલિઓ, બીજી બાજુ સુશિક્ષિત સ્નેહીઓ તરફથી થતી ઠેકડી વગેરે વિટંબના કે જેનો અનુભવ તો લોકસાહિત્યના સર્વ કોઈ સાચા સંગ્રાહકને માટે સામાન્ય છે, તેમાંથી પસાર થયેલ સંપાદક આ ગીતોને ગ્રંથારૂઢ કરવાના સાત લાભો ગણાવે છે.

૧. કંઠસ્થ સાહિત્ય રક્ષિત બનશે.

૨. સ્ત્રીઓ કે જેમને આપણે મૂરખી ગણી છે તેની બુદ્ધિનો ને કવિત્વશક્તિનો મહિમા જોવાશે. એના પર હિન્દીના કેટલા ય કવિઓની કૃતિઓ ન્યોછાવર થઈ શકે તેમ છે. સુપ્રસિદ્ધ વિદ્વાન બાબુ ભગવાનદાસના શબ્દોમાં 'એ ગીતોની રસની માત્રા તો વ્યાસ, વાલ્મિકી, કાલિદાસ, ભવભૂતિ, તુલસીદાસ અને સુરદાસથી પણ અધિક છે.'

૩. પ્રાચીન અને નવીન કવિતાની શૈલી પર એનો પ્રભાવ પડશે.

૪. દેશના ભિન્ન ભિન્ન રસમ રિવાજોની માહિતી મળશે.

૫. જનતાને બતાવી શકાશે કે આ ગીતો રચાયાં હશે તે કાળમાં બાલવિવાહની પ્રથા પ્રચલિત નહોતી, વર—કન્યા પોતાની પસંદગી કરી શકતાં હતાં. ગીતોમાં સર્વત્ર એવાં વર્ણનો છે.

૬. ગીતોમાં વર્ણવેલા ભાઈબહેનના પ્રેમની વૃદ્ધિ કરી શકશું, પતિ–પત્નીના પ્રેમને વધુ મધુર, ચિરસ્થાયી અને સુખમય બનાવીશું, વહુ પ્રતિ સાસુની કઠોરતા અને નણંદ–ભોજાઈ દેરાણી–જેઠાણી વચ્ચેના ઝગડા કમતી કરશું, વહુ પર ગુજરતાં અત્યાચારોની માત્રા કમ કરીશું.

૭. સાહિત્યમાં નવા નવા પ્રયોગો, કહેવતો અને નવીન શબ્દોની વૃદ્ધિ કરશું. આજકાલ હિન્દી સાહિત્ય સરજાવવામાં જે શબ્દો યોજાય છે તેની સંખ્યા ત્રણસોથી વધુ નથી. આટલા જ શબ્દોમાં આપણે વિચાર કરીએ છીએ, લખીએ છીએ ને ભાષણો દઈએ છીએ. ગામડાંની બોલીમાં એથી ઊલટું લગભગ દરેક પદાર્થો અને ભાવોને ઠીક ઠીક પ્રકટ કરનારા શબ્દો મોજૂદ છે.

તે પછી ૧૪૦ જેટલાં પાનાં ભરીને લખેલા પ્રવેશકમાં સંપાદક પોતાના અંગ્રેજી, ઉર્દૂ, સંસ્કૃત અને હિન્દી કાવ્યસાહિત્યના અવગાહનની સમસ્ત વિદ્વતાને, રસિકતાને, તુલનાબુદ્ધિને, અલંકારજ્ઞાનને, મર્મગામિતાને અને કાવ્યરુચિને કામે લગાડી, બિલકુલ ડર કે સંકોચ રાખ્યા વગર ગ્રામગીતોના કવિત્વમાંનો પ્રત્યેક રસ અન્ય અનેક શિષ્ઠ કાવ્યોની આંકણીએ ચડાવીને બહાર લાવવા પ્રયત્ન કરે છે. લોકગીતોનું સરસ અને અકૃત્રિમ, સ્વતંત્ર અને રહસ્યભરપૂર હાર્દ એમણે જુદી જુદી રીતે તુલના કરી કરીને પ્રકટ કર્યું છે.

### કેટલાં પુરાતન ?

લોકગીતોની પ્રાચીનતાનો મુદ્દો છણતાં શ્રી ત્રિપાઠીજી, રામજન્મ પ્રસંગે ગાંધર્વોનાં ગાન ગવાયાનો હવાલો વાલ્મિકી પાસેથી આપે છે, શ્રીકૃષ્ણના જન્મોત્સવમાં ગોપીઓ ગાતી હતી ને કૃષ્ણ પણ ગાતા અહીંતહીં ઘૂમતા એવું ભાગવત–કથન ટાંકે છે, ને પૂછે છે કે આ ગાંધર્વો, આ ગોપવનિતાઓ અને કૃષ્ણ પોતે કયાં ગાન ગાતાં હતાં ? વિજ્જયિકાનો શ્લોક ટાંકીને ધાન ખાંડનારીઓનાં, મૂસળ

(સાંબેલા)ના ઘાએ ઘાએ તાલ લઈ ગવાતાં મનોહર ગાનનો ઉલ્લેખ ટાંકે છે, પ્રાચીન સંસ્કૃત શ્લોક ટાંકે છે કે–

सुभाषितेन गीतेन युवतीनां च लीलया
मनो न भिद्यते यस्य, स योगीह्यथवा पशुः

એ યુવતીનાં હાવ-ભાવ સાથેનાં ગીતો ક્યાં ? તેનો જવાબ એ પોતે જ આપે છે કે અવશ્ય એ કંઠસ્થ લોક ગીતો જ હશે..

શ્રી. ત્રિપાઠીનું બીજું અનુમાન એ છે કે પ્રાચીન કાળમાં તો લગ્નાદિક અવસરે ધંધાદારી ગાંધર્વો જ ગાતા હતા. વિવાહોત્સવમાં સ્ત્રીપુરુષો મિશ્ર પાઠ કરીને નાટકો ભજવતાં, પણ તેના બહુ પ્રચારથી બૂરું પરિણામ આવવાને કારણ છેવટે પ્રત્યેક કુટુંબે ગીતો બાબતમાં પોતપોતાને સ્વતંત્ર બનાવી દીધું; સંસ્કારો, વ્રતો ને તહેવારોમાં સ્વયં સ્ત્રીઓ જ ગાતી બની ગઈ.

### મુગલોનાં સમકાલિન (?)

મુગલ લોકોની સાથે આપણા વીરો અને આપણી સ્ત્રીઓને પડેલા યુદ્ધ, છરિક ઇત્યાદિ પ્રસંગોને સંઘરતાં કેટલાંક ગીતોને તપાસી પોતે એમ કહે છે કે મજકૂર ગીતો મુગલોનાં સમકાલિનો હશે. અનેક ગીતોનું આયુષ્ય હજારો વર્ષોનું હશે; તે થોડા ફેરફારો સાથે સમાજમાં પોતાનું અસ્તિત્વ ટકાવે આવતાં હશે. ગીત તો પ્રકૃતિનું નિરન્તર ગાન છે. જ્યારથી પૃથ્વી પર મનુષ્ય છે, ત્યારથી ગીત પણ છે, ને મનુષ્ય જીવશે ત્યાં સુધી રહેશે.

### આપણાં ને ઉ. હિન્દનાં

શ્રી ત્રિપાઠીનાં બિહારી ને યુક્તપ્રાંતીય ગ્રામગીતોમાં પણ આપણને ગુર્જર ગીતોનાં પ્રચુર જોડકાં જડી આવે છે. આ ચોથા ભાગમાં 'કજોડા–ગીતો'માં એના નમૂના આપેલ છે. પુત્રજન્મને અવસરે ગવાતાં હિન્દી सोहर અથવા सोहिलो ગીતો ને આપણાં અઘરણીનાં તેમ જ વાંઝિયા–ગીતો, એનાં विवाह के गीत

અને આપણાં લગ્નગીતો, એનાં जांत के गीत (ઘંટી દળવાનાં ગીતો), निरवाही के गीत (ખેતરમાં ધાન્ય-નીંદામણનાં ગીતો); हिंडोळे के गीत, कोलहू के गीत, (સીંચોડાનાં ગીતો), मेले के गीत, बारह मासा (મહિનાઓ) વગેરેની આપણાં ગીતો સાથે મેળવણી ને સરખામણી કરતાં રસાનંદ નિરવધિ બને છે ને ભારતીય સંસ્કારની અભિન્નતા વિષેનો આપણો ખ્યાલ વધુ ધાટો બને છે.

પ્રાંત પ્રાંતનાં સ્વાધીન ગીતો વચ્ચેનું વિષય-સામ્ય અને ભાવ-સામ્ય તો ઠેર ઠેર મળે, પણ રચનાના મરોડો એક જ ધાટના ઊતરેલા જડે ત્યારે આશ્ચર્ય લાગ્યા વગર રહેતું નથી. આપણા એક પનિહારી-ગીતની અપરૂપ સુંદર પંક્તિઓ છે કે—

કળશ રે ભરીને ઘડો મેં ચડયો રે
નાગર ઊભા રે' રંગરસિયા !

તૂટી મારા કમખાની કસરે—નાગર ઊભા૦
ભાઇ રે દરજીડા વીરા વીનવું રે— „ „
ટાંકયે મારા કમખાની કસ રે— „ „
ટાંકયે ટાંકયે તે ઘમર ઘૂઘરી રે— „ „
હૈયે તે ટાંકય ઝીણા મોર રે— „ „
જાતાં તે વાગે ઘમર ઘૂઘરી રે— „ „
વળતાં ઝીગોરે નીલા મોર રે— „ „

[ રઢિયાળી રાત ભા. ૪ : ગીત ૯૨ ]

એ સૌંદર્ય-ચિત્રને છેક બિહાર યુક્તપ્રાંત તરફ કોણ લઈ ગયું ?

मोरे पिछवारे दरजिया की बखरी
अच्छी अच्छी चोलिया सियायो जी

असकै सुइया चलाये रे दरजिया,
चारि चिरिया दुइ मोरै जी

कँहवा बनावों चारि चिरियां
कँहवां बनावों दुइ मोरै जी

अंगियां बनाओ चारि चिरैयां
अंचरे बनाओ दुइ मोरै जी
उठते बोलैं चारि चिरैया
बैठत कुहकै दुइ मौरैं जी

[ અર્થ–મારા પછવાડે દરજીનું ઘર છે. હે દરજી! મને સરસ ચોલી બનાવી દે.

એવી સોય ચલાવજે કે જેથી ચાર ચાર ચકલીઓ ને બે મોરનું ભરત ઊઠી આવે.

દરજીએ પૂછ્યું, ચાર ચકલી ક્યાં ભરું ને બે મોર ક્યાં?

ચાર ચકલીઓ બદન પર ને બે મોરલા અંચળા (પાલવ) ઉપર.

એવાં ટાંકજે કે હું ઊઠું તો ચાર ચકલી બોલે ને હું બેસું ત્યારે ચાર મોરલા ટૌકે.]

આવો શણગાર સજ્જ કરાવતી યુવાન ગોપ–વધૂનું નામ છે ગુજરી. એ ગુજરી તે જ શું આપણી ચંદ્રાવળી જ નહિ? (જુઓ ર. રા. ભા. ૪: ચંદ્રાવળી: પા. ૭૮) કાનાની પકડમાંથી છટકીને નાસી ગયેલી ચંદ્રાવળી પાછળ ઘેલો બનેલો ગોપબાળ કાનો સ્ત્રીના પોશાક પહેરીને ચંદ્રાવળીને ઘેર જઈ એની બહેન તરીકેની ઓળખાણ આપે છે, એ જ પ્રસંગ આ ગુજરી–કાન્હાના હિન્દી ગીતમાં છે.

| : ગુજરાતી : | : હિન્દી : |
|---|---|
| સાસુ ને વહુ બે વલોણાં વલોવે | लागी कहन परोसिन उनसे |
| બા'ર આવો વહુની બેન આવ્યાં રે. | पीछे बहिन तुमरी ठाढीजी |
| નથી રે કાકાની ને નથી રે મામાની | ना तो चचा के ना तो बबा के |
| નથી મારે માડીજાઈ બેનડી રે. | दुसरी बहिन कहां पावा जी |
| 'તમે રે હતાં બેની તમારે સાસરે' | तुमरा विवाह बहिनि हमरा जनमवा |
| 'વાંસે જલમીને અમે ઊઝરીઆં રે' | दूसरी बहिनि तुम पायो जी |

બહેન–વેશધારી કપટી કાનો પુરુષની ચેષ્ટાઓ બતાવે છે તે પણ ગુજરાતી ને હિન્દી બેઉ કૃતિઓનું લાક્ષણિક અંગ બન્યું છે—

'દાતણ કરે ને ઇ તો ચીર ઉડાડે
'આ તો સરગટ જાણે પુરુષની રે

'નાવણ કરે ને ઇ તો નીર ઉડાડે
'બધી રે સરગટ જાણે પુરુષની રે

ભોજન કરે ને ઇ તો કોળિયા ઉડાડે
બધી રે સરગટ આ તો પુરુષની રે

दूनौं वहिनि मिलि पिसना जा पीसे
हाथ घुमावै मरदाने जी
दोनों वहिनि मिलि कूटना जो कूटै
मूसर उठावै मरदाने जी
दूनौं वहिनि मिलि रोटिया बनावे
थपकी चलावैं मरदाने जी
दूनो वहिनि मिलि जेंवन जो वैठी
कोर उठावै मरदाने जी

[ અર્થ-બેઉ બહેનો દળવા બેઠી, તો નવી બહેનનો હાથ મરદની પેઠે ફરતો હતો. બન્ને બહેનો ખાંડવા બેઠી. તો. નવી બહેન સાંબેલું મરદની માફક ઉપાડતી હતી. બેઉ બહેનો રોટલા બનાવે, તો નવી બહેનના હાથનો ટપાકો મરદની જેમ બોલતો હતો. બેઉ બહેનો જમવા બેઠી તો નવી બહેનનો કોળિયો મરદની જેમ ઉપડતો હતો ]

પછી જ્યારે પોઢણ વેળા આવે છે ત્યારે બેઉ ગીતો ન્યારે ન્યારે-બલકે સામસામે જ પંથે ગતિ કરે છે. ગુજરાતી ગીતનો કાન તો ચંદ્રાવળીને સપડાવવા શક્તિવાન બને છે, ત્યારે હિન્દી ગીતની નાયિકા ગુજરી રાત્રિએ એક જ ખાટલામાં બહેનવેશી કાન્હાનું રૂપ પારખે છે કે તુરત નાસી છૂટી 'કાના નાસ નાસ, મારા સસરા જેઠ દેર ને સ્વામી આવે છે' એવી ખોટી બૂમો પાડે છે. કાનો અરધો સ્ત્રીવેશ ઉતારવા પામે છે અને બાકીના ઢંગ લઈ બજારે ભાગતો ખસિયાણો પડે છે. ગુજરી કાનાને કહે છે-

हथवा वजाय कै हँसी गुजरिया
ठहरो न कान्हा, रस लूंटौजी

તાળીઓ પાડતી ગુજરી હસીને કહે છે કે 'ઠહેરોને કાના ! રસ લૂંટતા જાઓ ને !'

આ ચોથા ખંડના ઇશ્કમસ્તીના વિભાગમાં છે તેવાં જ ગીતો (પરસ્ત્રી સંબંધનાં, ભાગી જવાનાં, અપહરણનાં, વાંસળીના વશી-કરણનાં–) આ ગ્રામગીત ના 'निरवाही के गीत' વિભાગમાં શ્રી ત્રિપાઠીએ સંગ્રહ્યાં છે. એ ગીતો અશ્લિલ નથી. શું ગુજરાતીમાં કે શું હિન્દીમાં, પણ જીવનમાં અનિવાર્ય બનતી ખટમીઠી કરુણતાઓની કથા તટસ્થ આર્દ્ર ભાવે કથનારાં એ ગીતો છે. પરપુરુષ સાથે ભાગી જનાર વિલાસિનીની ધટના કહેનારાં ગીતો કે જબરદસ્તીથી ઝૂંટવાઈ જતી કુલીન કન્યાએ કુળની પ્રતિષ્ઠા સાચવવા માટે પોતાનો દેહ પાણીમાં પધરાવ્યો તેનાં ગીતો, બેઉ પ્રકારની કૃતિઓમાં હિન્દી લોકકવિઓએ દાખવેલું તાટસ્થ્ય, એક જ પ્રવાહે કરેલું કથા–નિરુપણ, કવિ–હૃદયના ઊંડેરા સંવેદનની ઉચ્ચ કક્ષા બતાવે છે. એ માટે ગ્રામ–गीत માંનું निरवाही के गीत વિભાગનું ત્રીજું ગીત–જયસિંહની બહેન કુસુમા અને તેનું માગું કરનાર તુરક નવાબ મિરઝાનું ઇતિહાસગીત એક અદ્વિતીય નમૂનો છે.

'સોનલ રમતી રે, ગઢડાને ગોખે જો' એ ગૂજરાતી કથાગીત આપણાં પૌરુષને રોમાંચિત કરે છે કારણ કે એમાં પોતાની સ્ત્રીને છોડાવવા માટે "માથાની મોળ્યું" (પોતાનું મસ્તક) આપવા તલવાર-ભેર નીકળતા પુરુષનો–પડકારનો ધમકે વિજય થાય છે.

"સોનલ રમતી રે ગઢડાને ગોખે જો
"રમતાં ઝલાણી સોનલ ગરાસણી
"આડો આવ્યો રે દાદાનો દેશ જો
"સોનલે જાણ્યું કે દાદો છોડવશે
"દાદે દીધાં રે ધોળુડાં ધણ જો
"તો ય ન છૂટી સોનલ ગરાસણી

* * *

"કાકે દીધાં રે કાળુડાં ખાડુ જો
"તો ય ન છૂટી સોનલ ગરાસણી

* * *

"વીરે દીધાં રે ધમળાં વછેરાં જો
તો ય ન છૂટી સોનલ ગરાસણી

* * *

"સ્વામીએ દીધી રે માથા કેરી મેળયું જો,
"ધમકે છૂટી સોનલ ગરાસણી."

[ ર. રા. ભા. ૧ ]

હિન્દી ગીત (ग्राम-गीत : जाँत के गीत : ૩૩)માં વર્ણવેલી એની એ જ ઘટના: પણ તેમાં તો સ્વામી પણ અપહર્તાને કાજે પૈસા લઈને આવ્યો. આખરે જે કામ સ્વામીએ કરવાનું, તે સ્ત્રીએ પોતે જ કર્યું.

ओखली चावल छांटती, बातें करति बनाय
आवेगा मोगल छोकडा, यों डालुंगी कूट

* * *

उडि उडि पतिया जाय तू यह सनेस लेइ जान
बाबासे कहियो समुझाइ के, बहिनी पडी बन्दीखान

* * *

आगे घोडा मोरे बाबा के, पीछे बीरन भाइ
तेहि पीछे आवे मेहा कन्तजी, बहिनि लेंगे छोडाइ
केहू मोगल के छोकडा, रूपया लेहु बहुत
बेटी को मेरी छोड दे जैसे कंचन-थाल.

* * *

... ... ... मोती लेहु बहुत

* * *

... ... ... मोहर लेहु वहुत

* * *

दुलहन मेरी को छोड दो, ... ...
रुपया हमारे वहुत है, अशर्फी महा है. सन्दूक
सुन्दर को मैं ना छोडों जैसे गले का हार

सुन्दर बोली क्रोध कर कमर कटारी खींच
लेहु मोगल के छोकडा यह है गलेका हार.

એક જ જીવન-સમસ્યાને છેડતા, આ દૂર દૂર પ્રાંતોના લોકગીત-પ્રકારો આપણા દિલમાં એક મૂંઝવણ તો એ પેદા કરે છે કે મૂળ કથાવસ્તુ ક્યાંનું? આ સમાન ગીતો કયે પિયરથી કયે સાસરે સિધાવ્યાં હશે! ને બીજી વિમાસણ આ કે પ્રાંત પ્રાંતના પાઠો પૈકીનો કયો ચઢિયાતો, કયો વધુ કાવ્યલક્ષી ને મર્મગામી? એકમાં એક ખૂબી હોય છે તો બીજાની બીજી કથાશને ધોઈ નાખનાર ઓર કોઈક ખાસ માર્મિકતા હોય છે.

રામાયણ મહાભારત કે પૌરાણિક ઐતિહાસિક કોઈ સર્વસામાન્ય સંપત્તિમાંથી લોકકથાનક લેવાયું હોય તો તો તેનાં પ્રાંત-સ્વરૂપો વચ્ચે અમુક સમાનતા અવશ્ય આવે, પણ પ્રત્યેક પ્રાંતના લોકસમૂહે પોતપોતાના પ્રાંતગત જીવનમાંથી પકડેલા પ્રસંગો તેમ જ ભાવો વચ્ચે ય આવા સામ્યયુક્ત વૈવિધ્ય અને વિવિધતાયુક્ત સામ્યનું જે દર્શન લોકસાહિત્ય કરાવે છે તે તો ભારી રસીલી મૂંઝવણ જન્માવે છે.

'Songs of the forest' નામનો એક ગ્રંથ શ્રીધર વેરીઅર એલ્વીને પ્રકટ કર્યો છે. તેમાં સાતપુડા પહાડો, મેનૂલ, ચિનવારા, બિલાસપુર વગેરેનાં જંગલોમાં વસતાં અઘોર અજ્ઞાન અને અવિદ્યામાં ફૂરતા તેમ જ કંગાલિયતમાં સબડતાં આદિવાસી 'અનાર્યો'માં ગવાતાં

કંઠસ્થ ગીતોના અંગ્રેજી અનુવાદો આપેલ છે. એના એક ગીતમાં (પાનું ૭૬ : ગીત ૫૦) આમ છે.

'Dar, dar, dar, my wife is weeping.

... ... ....

'If it were written in a book
I would read it.
'But who can read his fate?'

(દડ, દડ, દડ, મારી સ્ત્રી રુવે છે. ચોપડીમાં લખ્યું હોત તો હું વાંચી શકત, પણ પોતાના તકદીરને કોણ ઉકેલી શકે?)

એક મારવાડી ગીત જુઓ—

कुवो तो व्हे तो पिया डाकलूं जी ढोला,
समदर डाकियो, समदर डाकियो नव जाय
कागद व्हे तो पिया वांचलूं जी ढोला,
करम न वांच्यो, करम न वांच्यो जाय
टावर तो व्हे तो पियां राख लूं जी ढोला
जोवन राख्यो, जोवन राख्यो नव जाय.

[मारवाड के ग्रामगीत सं. जगदीशसिंह गहलोत)

હવે આપણું ગુર્જર લોકગીત લઈએ.

"એક અદ્ધર સમળી સમસમે બેની સંદેશો લઈ જા,
"મારા દાદાને જઈને એટલું કે'જે તારી દીકરીને પડિયાં દુઃખ.
"દીકરી દુઃખ તો હોય તે વેઠીએ, દીકરી, સુખ વેઠે છે સૌ
"દાદા, કૂવો તે હોય તો તાગીએ, દાદા, સમદર તાગ્યા કેમ જાય.
"દાદા ખેતર હોય તો ખેડીએ, દાદા, ડુંગર ખેડ્યા કેમ જાય.

## ૧ : અડવી

હાં રે ભાણેજડા સોવર જાઉં તો ઢોલે રમે રે.
માથાની ચૂંદડી લઇ ગિયો વિઠલો
માથે અડવી થઇ રે—ભાણેજડા સોવર૦ ૧
નાકની તે નથડી લઇ ગિયો વિઠલો
નાકે અડવી થઈ રે—ભાણેજડા સોવર૦ ૨
હાથની તે ચૂડલી લઇ ગિયો વિઠલો
હાથે અડવી થઇ રે—ભાણેજડા સોવર૦ ૩
કેડયનો તે ઘાઘરો લઇ ગયો વિઠલો
કેડયે અડવી થઇ રે—ભાણેજડા સોવર૦ ૪

* * *

## ૨ : ઝીણી પિયાલી

જેસંગ ઝીણી પિયાલી જળે ભરી રે
જેસંગ દાતણ કરતા જાવ રે
અચરજ લાગી અભેસંગ ભાણેજની રે. ૧
મામી અમે દાતણિયાં ને રે કરીએં રે
અમારો મામો છે પરદેશ—અચરજ૦ ૨

( પછી નાવણ, ભોજન ને મુખવાસની ક્રિયાઓ અંગે એ જ ગવાય છે, ને છેલ્લે )—

જેસંગ ઝીણી પિયાલી જળે ભરી રે
જેસંગ પોઢણ કરતા જાવ રે—અચરજ૦ ૩
મામી અમે પોઢણિયાં ને રે કરીએં રે
અમારો મામો છે પરદેશ—અચરજ૦ ૪

## ૩ : લાલ પિયારો ભાણેજડો

એકલડાં દાતણ કેમ કરીએં રે
કરશું કરશું રે ભેળાં મામી ને ભાણેજ
કે લાલ પિયારો ભાણેજડો. ૧

એકલડાં નાવણ કેમ કરીએ રે
કરશું કરશું રે ભેળાં મામી ને ભાણેજ
કે લાલ પિયારો ભાણેજડો. ૨

*     *     *

એકલડાં પોઢણ કેમ કરીએ રે
કરશું કરશું રે ભેળાં મામી ને ભાણેજ
કે લાલ પિયારો ભાણેજડો ૩

આ ત્રણ પૈકી પહેલામાં ભાણેજ અને મામીની સરોવરકાંઠાની પ્રણયલીલા બતાવી છે, બીજામાં જેસંગ અભેસંગ નામના બે મહેમાન ભાણેજો પ્રત્યે મામીનો જાતિય મોહ દર્શાવેલ છે, ને ત્રીજામાં તો બેઉ વચ્ચેનો આડો પ્રણય સ્પષ્ટ છે. આવાં ગીતોને અનૈતિક કે કામદૂષિત ગણીને આપણે ફેંકી દઈએ તે જેટલું સહજ છે તેટલું જ ભૂલભર્યું છે, ર. રા. ભા. ૨ ની પ્રથમાવૃત્તિમાંથી એવાં ગીતો બીજી આવૃત્તિ વેળાએ કાઢી નાખવાનું કારણ આ નૈતિક સૂગ જ હતી. ગીતોના સંગ્રહસંપાદનમાં તે વખતે મોટે ભાગે સાહિત્યકીય રસદષ્ટિ ને સૌંદર્યદષ્ટિ કામ કરી રહી હતી. અત્યારે એક સમાજશાસ્ત્રના સંશોધકને એ ગીતોની ગરજ પડી, તે કેવળ સમાજની કોઈ અનીતિના પોપડા ઉખેળવા માટે નહિ પણ પરાપૂર્વથી કૌટુમ્બિક સંબંધોએ કેવાં કેવાં પરિવર્તનો અનુભવેલ છે, કયા સંબંધો મૂળે નીતિપુરઃસર ગણાતા હતા ને પછી નીતિવિરોધી ને નિષિદ્ધ (Taboo) ગણાયા, તેનો કાળ કયો હતો, તે નિર્ણય પર આવવાને માટે તેમને આ ગીતો આંતરિક પુરાવા જેવાં લાગ્યાં. ડૉ. ઘુર્યેએ મને લખ્યું તેનો નિષ્કર્ષ એ છે કે :

## ૧ : અડવી

ક્યાં રે ભાણેજડા સોવર જાઉં તો ઢોલે રમે રે,
માથાની ચૂંદડી લઇ ગિયો વિઠલો
માથે અડવી થઇ રે—ભાણેજડા સોવર૦ ૧
નાકની તે નથડી લઇ ગિયો વિઠલો
નાકે અડવી થઈ રે—ભાણેજડા સોવર૦ ૨
હાથની તે ચૂડલી લઇ ગિયો વિઠલો
હાથે અડવી થઇ રે—ભાણેજડા સોવર૦ ૩
કેડયનો તે ઘાઘરો લઇ ગયો વિઠલો
કેડયે અડવી થઇ રે—ભાણેજડા સોવર૦ ૪

* * *

## ૨ : ઝીણી પિયાલી

જેસંગ ઝીણી પિયાલી જળે ભરી રે
જેસંગ દાતણ કરતા જાવ રે
અચરજ લાગી અભેસગ ભાણેજની રે. ૧
મામી અમે દાતણિયાં ને રે કરીએં રે
અમારો મામો છે પરદેશ—અચરજ૦ ૨

(પછી નાવણ, ભોજન ને મુખવાસની ક્રિયાઓ અંગે એ જ ગવાય છે, ને છેલ્લે)—

જેસંગ ઝીણી પિયાલી જળે ભરી રે
જેસંગ પોઢણ કરતા જાવ રે—અચરજ૦ ૩
મામી અમે પોઢણિયાં ને રે કરીએં રે
અમારો મામો છે પરદેશ—અચરજ૦ ૪

## ૩ : લાલ પિયારો ભાણેજડો

એકલડાં દાતણે કેમ કરીએં રે
કરશું કરશું રે ભેળાં મામી ને ભાણેજ
કે લાલ પિયારો ભાણેજડો. ૧

એકલડાં નાવણ કેમ કરીએ રે
કરશું કરશું રે ભેળાં મામી ને ભાણેજ
કે લાલ પિયારો ભાણેજડો. ૨

*  *  *

એકલડાં પોઢણ કેમ કરીએં રે
કરશું કરશું રે ભેળાં મામી ને ભાણેજ
કે લાલ પિયારો ભાણેજડો ૩

આ ત્રણ પૈકી પહેલામાં ભાણેજ અને મામીની સરોવર-કાંઠાની પ્રણયલીલા બતાવી છે, બીજામાં જેસંગ અભેસંગ નામના બે મહેમાન ભાણેજો પ્રત્યે મામીનો જાતિય મોહ દર્શાવેલ છે, ને ત્રીજામાં તો બેઉ વચ્ચેનો આડો પ્રણય સ્પષ્ટ છે. આવાં ગીતોને અનૈતિક કે કામદૂષિત ગણીને આપણે ફેંકી દઇએ તે જેટલું સહજ છે તેટલું જ ભૂલભર્યું છે, ર. રા. ભા. ૨ ની પ્રથમાવૃત્તિમાંથી એવાં ગીતો બીજી આવૃત્તિ વેળાએ કાઢી નાખવાનું કારણ આ નૈતિક સૂગ જ હતી. ગીતોના સંગ્રહસંપાદનમાં તે વખતે મોટે ભાગે સાહિત્યકીય રસદૃષ્ટિ ને સૌંદર્યદૃષ્ટિ કામ કરી રહી હતી. અત્યારે એક સમાજશાસ્ત્રના સંશોધકને એ ગીતોની ગરજ પડી, તે કેવળ સમાજની કોઇ અનીતિના પોપડા ઉખેળવા માટે નહિ પણ પરાપૂર્વથી કૌટુમ્બિક સંબંધોએ કેવાં કેવાં પરિવર્તનો અનુભવેલ છે, કયા સંબંધો મૂળે નીતિપુરઃસર ગણાતા હતા ને પછી નીતિવિરોધી ને નિષિદ્ધ (Taboo) ગણાયા, તેનો કાળ કયો હતો, તે નિર્ણય પર આવવાને માટે તેમને આ ગીતો આંતરિક પુરાવા જેવાં લાગ્યાં. ડૉ. ધુર્યેએ મને લખ્યું તેનો નિષ્કર્ષ એ છે કે :

## ચોખલિયા દૃષ્ટિ

'આપણા સામાજીક વિકાસના ઇતિહાસમાં 'દેર-ભોજાઇ' અને 'મામી-ભાણેજ' નામની બે ગ્રંથિઓ (complex) છે તેના પુરાવા લોકગીતો લોકકથાઓ અને લોકકહેવાતોમાંથી મળી આવે છે. 'દેર-ભોજાઇ' ગ્રંથિ તો ઉત્તર હિન્દ અને રાજપુતાના પર પણ પથરાએલ પડી છે, જ્યારે મામી-ભાણેજ કોમ્પ્લેક્સના અંશો કેવળ ગુજરાત કાઠિયાવાડની જ વિશિષ્ટતા છે. નાના-નાતની કોમ્પ્લેક્સ અર્થાત માના બાપ અને દીકરી નીદીકરી વચ્ચેનો હકસરનો જાતિય સંબંધ એ છોટાનાગપુર પ્રદેશની વિશિષ્ટતા છે. એવા સંબંધનો કોઇ પતો મને ગુજરાત રાજપુતાના તેમ યુક્ત પ્રાંતના લોકસાહિત્યની આંતરિક તપાસમાંથી લાગેલ નથી. એ જ રીતે મારા સાંભળવામાં આવ્યું છે કે યુ. પ્રાં. ના અમુક પ્રદેશોમાં ઉપર કહ્યો તેવો હક્ક પુરઃસરનો સંબંધ કુંઇ-ભત્રીજા વચ્ચે કુદરતી ધરાવે છે અને એવા સબંધનો નિર્દેશ કરતા લોકગીતો પણ ત્યાં છે પણ યુ. પ્રાં. પ્રસિદ્ધ થઇ ચુકેલા લોકગીતસંગ્રહોમાંથી મને એવી કોઇ બાતમી જડી નથી. લોકગીતસંગ્રાહકોએ ચોખલિયા (Purists) બનીને ઇરાદાપૂર્વક આવાં ગીતોને દબાવી દીધાં હોય તો તે અસંભવિત નથી. પણ મારા જેવા વિદ્યાભ્યાસીથી તો માત્ર સાંભળી વાતને સત્ય તરીકે ન નોંધી શકાય. મારે કંઈક પુરાવો જોઇએ અને આવી વસ્તુઓને માટે તો કહેવતો અને લોકગીતો જ સજ્જડ પુરાવા બની શકે. તમે જાણો છો કે લોકસાહિત્યમાં મારો જે રસ છે તે નથી સૌંદર્યપ્રેમીનો કે નથી સાહિત્યકારનો. પરતુ નર્યો એક સમાજવિજ્ઞાનીનો છે.' ( ડૉ. ધુર્યેનાં અંગ્રેજી પત્ર પરથી )

મુંબઈ ઇલાકાના એક પ્રખર વિદ્વાનનું ઉપલું વિધાન આપણને લોકસાહિત્યના સંશોધકોને એક ચેતવણી રૂપ છે, કે આપણે લોક-વાણીને એકઠી કરવામાં ચોખલિયા દૃષ્ટિ ન રાખવી ઘટે. એકલી સૌંદર્યદૃષ્ટિ આ સાહિત્યનું મૂલ્યાંકન કરવામાં સલામત માર્ગદર્શિકા નથી. જૂનાં ગીતો, વાતો, કહેવતો, એ તો કાળજૂના ઇતિહાસ-પોપડા છે એ પોપડાને આપણે મોંહે-જો-ડારોના અવશેષ-ખોદાણમાં જે સંભાળ રાખીએ છીએ તેવી નાજુક સંભાળથી ખોદવા જોઇએ. નહિ તો એ અલભ્ય પૂરાવા નકામા બની જાય. વેદકાળથી લઇ આજ પર્યંતના આપણા

સામાજીક, સાંસારિક ને કૌટુમ્બિક સંસ્થા-વિકાસનું ચોખ્ખું, જેવું હોય તેવું, જરીકે પરખ નહિ ચઢાવેલું એવું ચિત્ર હસ્તગત કરવાને માટે જે ફ્ટો ઊઠાવાઇ રહેલ છે તેમાં આ નિર્દંભી (કહો કે કંઇક નાગી) લોકવાણીનો ફાળો જબરો પડવાનો છે.

આ ચોથા ભાગનું મારૂં સંપાદન એ ઉદ્દેશને આગળ રાખીને થયું છે. ગંદાં ગણીને કોઈ ગીત તારવ્યાં કે બાદ દીધાં નથી. વિનોદગીતોના વિભાગમાં આજની શિષ્ટ અભિરૂચિ જેને વિનોદી ન કહી શકે તેવાં પણ ગીતો મૂકયાં છે. વહુ-સાસુના સંબંધની વક્રતાને આલેખતાં ગીતો શા ખપનાં છે તેવો પ્રશ્ન અસ્થાને છે. કજોડાંનાં ગીતોમાં જોબનજોધ સ્ત્રી પોતાના નાનકડા પરણ્યાને આંબાની ડાળે હીંચોળે તે ગીત સારૂં અને ધબ દઈને ઢીંકો મારે તે ગીત નઠારૂં, એવી સરખામણી પણ અનિષ્ટકર છે. દેરભોજાઈ વચ્ચેના વિકારી સંબંધમાં લોકગીતોના કર્તાઓનું અનુમોદન કે રસ હતો તેથી એ રચાયાં છે અથવા સમાજ ભ્રષ્ટ હતો તેને લીધે એ ગાવાની પરંપરા ટકી છે એમ પણ આપણે ન કહી શકીએ. સામાજીક પરિસ્થિતિ-ઓમાંથી સંવેદન જન્માવે તેવા કિસ્સા કે પ્રણાલિકાઓની આ શબ્દ-છબીઓ ખેંચાઈ છે. તેમાં તેનાં સર્જાવનારાં કે ગાનારાંઓએ ઢાંકો-ઢુંબો કર્યો નથી એટલે એ ગીતો પ્રમાણિક સાહેદો સરખાં છે.

ઇશ્કમસ્તીનાં ગીતોમાં પણ વરણાગી જીવનનાં ચિત્રો ઘણાં છે. જોબનિયા માટેનો ફાટફાટ પ્રેમ ગવાયો છે તેનાથી મોં મચકોડવા જરૂર નથી. કડવલીનાં કુચરિતનાં ગીતો, અદડી-હરિસંગનું, મારવાડી વાણિયાણ અને રાજાનું કે ચંદ્રાવળીનું, એ ગીતોમાં આલેખાયેલ જીવન ભલે આપણાં સ્વીકૃત નીતિધોરણોની કસોટીએ અનૈતિક હશે, (અને નીતિધોરણો કદી નિશ્ચિત કે નિશ્ચલ રહ્યાં જ નથી.) પણ ગીતો નીતિહીન નથી, નૈતિક કે અનૈતિક બેમાંથી એકેય નથી, હોય

## ચોખલિયા દૃષ્ટિ

'આપણા સામાજીક વિકાસના ઇતિહાસમાં 'દેર-ભોજાઇ' અને 'મામી-ભાણેજ' નામની બે ગ્રંથિઓ (complex) છે તેના પુરાવા લોકગીતો લોકકથાઓ અને લોકકહેવાતોમાંથી મળી આવે છે. 'દેર-ભોજાઇ' ગ્રંથિ તો ઉત્તર હિન્દ અને રાજપુતાના પર પણ પથરાએલ પડી છે, જ્યારે મામી-ભાણેજ કોમ્પ્લેક્સના અંશો કેવળ ગુજરાત કાઠિયાવાડની જ વિશિષ્ટતા છે. નાના-નાતની કોમ્પ્લેક્સ અર્થાત માના બાપ અને દીકરી નીદીકરી વચ્ચેનો હકસરનો જાતિય સંબંધ એ છોટાનાગપુર પ્રદેશની વિશિષ્ટતા છે. એવા સંબંધનો કોઇ પતો મને ગુજરાત રાજપુતાના તેમ યુક્ત પ્રાંતના લોકસાહિત્યની આંતરિક તપાસમાંથી લાગેલ નથી. એ જ રીતે મારા સાંભળવામાં આવ્યું છે કે યુ પ્રાં. ના અમુક પ્રદેશોમાં ઉપર કહ્યો તેવો હક્ક પુરઃસરનો સંબંધ ફુઇ-ભત્રીજા વચ્ચે હસ્તી ધરાવે છે અને એવા સબંધનો નિર્દેશ કરતાં લોકગીતો પણ ત્યાં છે પણ યુ. પ્રાં પ્રસિદ્ધ થઇ ચુકેલા લોકગીતસંગ્રહોમાથી મને એવી કોઇ બાતમી જડી નથી. લોકગીતસંગ્રાહકોએ ચોખલિયા (Purists) બનીને ઇરાદાપૂર્વક આવાં ગીતોને દબાવી દીધાં હોય તો તે અસંભવિત નથી. પણ મારા જેવા વિદ્યાભ્યાસીથી તો માત્ર સાંભળી વાતને સત્ય તરીકે ન નોંધી શકાય. મારે કંઈક પુરાવો જોઇએ અને આવી વસ્તુઓને માટે તો કહેવતો અને લોકગીતો જ સજ્જડ પુરાવા બની શકે. તમે જાણો છો કે લોકસાહિત્યમાં મારો જે રસ છે તે નથી સૌંદર્યપ્રેમીનો કે નથી સાહિત્યકારનો. પરંતુ નર્યો એક સમાજવિજ્ઞાનીનો છે.' ( ડો. ઘુર્યેનાં અંગ્રેજી પત્ર પરથી )

મુંબઈ ઇલાકાના એક પ્રખર વિદ્વાનનું ઉપલું વિધાન આપણને લોકસાહિત્યના સંશોધકોને એક ચેતવણી રૂપ છે, કે આપણે લોક-વાણીને એકઠી કરવામાં ચોખલિયા દૃષ્ટિ ન રાખવી ઘટે. એકલી સૌંદર્યદૃષ્ટિ આ સાહિત્યનું મૂલ્યાંકન કરવામાં સલામત માર્ગદર્શિકા નથી. જૂનાં ગીતો, વાતો, કહેવતો, એ તો કાળજૂના ઇતિહાસ-પોપડા છે એ પોપડાને આપણે મોંહે-જો-ડારોના અવશેષ-ખોદાણમાં જે સંભાળ રાખીએ છીએ તેવી નાજુક સંભાળથી ખોદવા જોઇએ. નહિ તો એ અલભ્ય પૂરાવા નકામા બની જાય. વેદકાળથી લઇ આજ પર્યંતના આપણા

સામાજિક, સાંસારિક ને કૌટુમ્બિક સંસ્થા-વિકાસનું ગોપનું, જેવું હોય તેવું, જરીકે વરખ નહિ ચડાવેલું એવું ચિત્ર હસ્તગત કરવાને માટે જે કંઈ ગ્રાહ્યવાન્ રહેલ છે તેમાં આ નિર્દંભી (કડુ કે કંઈક નાગી) લોકવાણીનો ફાળો જબરો પડવાનો છે.

આ ચોથા ભાગનું મારું સંપાદન એ ઉદ્દેશને આગળ રાખીને થયું છે. ગંદાં ગણીને કોઈ ગીત તારવ્યાં કે બાદ દીધાં નથી. વિનોદગીતોના વિભાગમાં આજની શિષ્ટ અભિરુચિ જેને વિનોદી ન કહી શકે તેવાં પણ ગીતો મૂક્યાં છે. વહુ-સાસુના સંબંધની વક્રતાને આલેખતાં ગીતો શા ખપનાં છે તેવો પ્રશ્ન અસ્થાને છે. કજોડાંનાં ગીતોમાં જોગનજોધ સ્ત્રી પોતાના નાનકડા પરણ્યાને આંબાની ડાળે દીચકોરે તે ગીત સારું અને ધણ દઈને ઢોકો મારે તે ગીત નઠારું, એવી સરખામણી પણ અનિષ્ટકર છે. દેરભોજાઈ વચ્ચેના વિકારી સંબંધમાં લોકગીતોના કર્તાઓનું અનુમોદન કે રસ હતો તેથી એ રચાયાં છે અથવા સમાજ ભ્રષ્ટ હતો તેને લીધે એ ગાવાની પરંપરા ટકી છે એમ પણ આપણે ન કહી શકીએ. સામાજિક પરિસ્થિતિ-ઓમાંથી સંવેદન જન્માવે તેવા કિસ્સા કે પ્રણાલિકાઓની આ શબ્દ-છબીઓ ખેંચાઈ છે. તેમાં તેનાં સર્જાવનારાં કે ગાનારાંઓએ ઢાંકો-ઢુંબો કર્યો નથી એટલે એ ગીતો પ્રમાણિક સાહેદો સરખાં છે.

ઈશ્કમસ્તીનાં ગીતોમાં પણ વરણાગી જીવનનાં ચિત્રો ઘણાં છે. જોબનિયા માટેનો ફાટફાટ પ્રેમ ગવાયો છે તેનાથી મોં મચકોડવા જરૂર નથી. કડવતીનાં કુચરિતનાં ગીતો, અદડી-હરિસંગનું, મારવાડી વાણિયાણ અને રાજાનું કે ચંદ્રાવળીનું, એ ગીતોમાં આલેખાયેલ જીવન ભલે આપણાં સ્વીકૃત નીતિધોરણોની કસોટીએ અનૈતિક હશે, (અને નીતિધોરણો કદી નિશ્ચિત કે નિશ્ચલ રહ્યાં જ નથી.) પણ ગીતો નીતિહીન નથી, નૈતિક કે અનૈતિક બેમાંથી એકેય નથી, હોય

તો પણ તેને સંતાડવા જેવી કોઈ શરમીંદી સ્થિતિમાં આપણે મુકાતા નથી. એ જેવાં-હશે તેવાં જવાબ દેશે—આપણા સમાજશાસ્ત્રના શોધકોને અને અભ્યાસીઓને. એકલી સૌંદર્યદૃષ્ટિનો આગ્રહ રાખીએ તો તો સંશોધનને હાનિ પહોંચે.

એટલા માટે, રઢીઆળી રાત ભા. ૨ની પહેલી આવૃત્તિમાં સંગ્રહેલાં જે કેટલાંક ગીતો આ નીતિની દૃષ્ટિથી દોરવાઈ મેં નવી આવૃત્તિમાંથી બાદ દીધેલાં તેને ચોથા ભાગમાં પાછાં સંઘરી લીધેલ છે.

'ફુલછાબ' કાર્યાલય
રાણપુર
તા. ૧૫ : ૬: '૪૨

ઝવેરચંદ મેઘાણી

# વિનોદ—ગીતો

## ૧

## કોમલાંગી

[ રાસડે ગવાતું આ ગીત, ભોજગીઆ (ભવાયા) લોકો પણ બીબી મિંયાનો વેશ કાઢે છે ત્યારે બોલાય છે. લહેકો કાઢીને બીબી નાચતી નાચતી એ બોલે છે, ગાતી નથી. ]

§

દેરાણી જેઠાણી ખાંડે ધાન,
મેં સાંભળ્યું'તું કાને કાન.
મારા પિયુને પૂછું એમ,
બ્તર ખાય ઈ જીવે કેમ !

મેં ચૂંટી ચંપાની કળી,
દસ મહિને પેચૂટી ટળી.
મારા પિયુને પૂછું એમ,
ખડ વાઢે ઈ જીવે કેમ !

મારે માથે ફૂલનો દડો,
મેં જાણ્યું પાણીનો ઘડો.
મારા પિયુને પૂછું એમ,
પાણી ભરે ઈ જીવે કેમ !

હું સૂતી'તી કમળપથાર*
કમળપથારથી લપસ્યો પગ
ભોંયે પડયાં ભભોલો પડયો.
મારા પિયુને પૂછું એમ,
મોજડી પે'રે ઈ જીવે કેમ !

ખડી ,સાકરનો શેરો કર્યો,
સાત ફેરા મેં ઘીમાં તળ્યો,
તો ય મુજને ગળે રિયો.
મારા પિયુને પૂછું એમ,
ખીચડી ખાય ઈ જીવે કેમ !

મેં પેર્યાં'તાં હીર ને ચીર,
તો ય મારાં છોલાણાં ડીલ,
મારા પિયુને પૂછું એમ,
જાડાં પે'રે ઈ જીવે કેમ !

હાથમાં દોર દોડયા જાય,
ખંભે ધોંસરું તાણ્યા જાય.
મારા પિયુને પૂછું એમ,
ગાડાં હાંકે ઈ જીવે કેમ !×

---

*કમળફૂલની પથારી

× ઓઝાઓના મિર્યાં-બીબીના વેશમાં બોલાય છે કે—
"મેરે મથે, મેરે માથે, મેરે માથે ફૂલકા દરા :
મૈં જાનુ પાનીકા ઘરા :
પિયુ આવે તો પૂછું યુ, પાણી ભરે ઇ જીવે ક્યું ?"

૨

## સ્ત્રીનું મહત્વ !

[ પોતે મરી જાય તો પાછળથી કુટુંબીજનો પોતાને કેવી સસ્તી માનીને પતાવી દેશે એની વહુએ કરેલી કલ્પના આલેખતું આ ગીત અરધા નરકનું છે ]

§

મારા વાડામાં ગલ છોડવો રે,
ઊઘડ્યાં રાતાં ફૂલ મારા વાલા !
એક જ ફૂલ મેં ચૂંટિયું રે,
કરડ્યો કાળો નાગ મારા વાલા !

ફૂળીએ આવી તો ફેર ચડ્યા રે,
પડિયાં ઝબકોઝબક મારા વાલા !

ઘૂંઘટાની કાઢનાર મૂઈ મારા વાલા !
પાણીની ભરનાર મૂઈ મારા વાલા !
રાંધણાની કરનાર મૂઈ મારા વાલા !
વાસણ ઘસનારી મૂઈ મારા વાલા !
વાસીદાની કરનાર મૂઈ મારા વાલા !

૩

## પાંદડું પરદેશી

[ પિયરમાં પડેલી પરદેશી પાંદડા જેવી પરણેલ દીકરી પોતાના

ધણીએ લાવેલ તો કાંટાના ઝરડા પર બેસીને પણ સાસરે જવા તૈયાર છે! એવા વિનોદ દ્વારા પતિ પર પ્રેમ ગવાયો છે. ]

§

પાના પાનાને ઉડાડી મેલો રે પાંદડું પરદેશી
મારો સસરો આણે આવ્યા હો પાંદડું પરદેશી
ઈ પીતળિયું ગાડું લાવ્યા— ” ”
ઈ ગાડાની ચૂંકું લાગે— ” ”
મારા જેઠ તે આણે આવ્યા— ” ”
ઈ ખોખલું ગાડું લાવ્યા— ” ”
ઈ ગાડે બેસી નહિ જાઉં— ” ”
મારો પરણ્યો આણે આવ્યા— ” ”
ઈ તો ઝાંપેથી ×ઝરડું લાવ્યા— ” ”
ઇ ઝરડે બેશી જાઇશ— ” ”

૪

## અલબેલીનો વીંછીઓ

[ 'વીંછીઓ' નામનું પગનાં આંગળાંનું ઘરેણું : તે ખોવાય છે ત્યારે પાછો મેળવવા માટે વહુ કેવી ઉદાર બને છે ને એ મળ્યા પછી મન કેવું ચોરાય છે તેનું સ્વભાવાલેખન. ]

§

વીંછીઓ પે'રી પાણી ગઇ'તી રે અલબેલીનો વીંછીઓ
વીંછીઓ જળમાં ખોયો રે–અલબેલીનો વીંછીઓ

× ઝરડું : કાંટાના ઝાડની ડાળી

જડે તો નણદીને આપું રે—અલબેલીનો૦
પીરને મલીદો રાંધું રે— ,,
ઠાકરને સાકર માનું રે— ,,
હડમાનને વડાં માન્યાં રે— ,,
ખોડીઆરને લાપસી માની રે— ,,
મારો હતો ને મને જડિયો રે— ,,
નણંદીને શેનો આપું રે !— ,,
પીરને મલીદો શેનો રે !— ,,
ઠાકરને સાકર શેની રે !— ,,

૫

## વીંઝણો

[ ઉપલા ગીતના જેવો જ આ ગીતનો ભાવ છે. પોતાનો વીંઝણો (પંખો) છુપાવનાર દેરને ભોજાઈ બેવકૂફ બનાવે છે. ]

§

અધમણ સોનું, અધમણ રૂપું, તેનો ઘડાવો મને વીંઝણો,
વીંઝણો લઈ વઉ સાસરીએ ગ્યા'તાં, નાને દેરીડે ભોળવી.
નાના દેરીડાને ઘોડલો લઈ આલું, માનો અમારો વીંઝણો,
તમારે ઘોડલે બેસતાં નો આવડે, નથી ભાળ્યો ભાભી વીંઝણો.
નાના દેરીડાને હાથી લઈ આલું, માનો અમારો વીંઝણો,
તમારા હાથી પર બેસતાં ન આવડે, નથી ભાળ્યો ભાભી વીંઝણો.
નાના દેરીડાને વેલડી લઈ આલું, માનો અમારો વીંઝણો,

તમારી વેલડી હાંકતાં નો આવડે, નથી ભાળ્યો ભાભી વીંઝણો.
નાના દેરીડાને બેની પરણાવું, માનો અમારો વીંઝણો.
તમારી બેની અમારે ઓરડે, સામી પછીતે ભાભી વીંઝણો.
બેનને સાટે કૂતરી પરણાવું, છતો થયો મારો વીંઝણો.

૬

## રસિયાજી !

[નવવધૂને એનાં નાનાં દેર ને નણંદ મીઠી સતાવણી આપે છે. એ મીઠા ત્રાસમાંથી છોડાવવા વહુ પોતાના વરને વિનવે છે.]

§

તમે આવો મારા સમ, આવજો રે રસિયાજી.
તમને તમને તમને મારા સમ, આવજો રે રસિયાજી.
તનમનીઆં મારાં ત્રોડી લીધાં,
ઝરમર લીધી ઝંટી, મારા સમ આવજો રે રસિયાજી.
આ છોતા જેવડી છોકરડી,
મને 'ભાભી' કહી બોલાવે, મારા સમ આવજો રે રસિયાજી.
આ ડેડક જેવડો દેરીડો,
મને 'એલી' કહી બોલાવે, મારા સમ આવજો રે રસિયાજી.
આ મરચા જેવડી નણંદડી,
મને નત નત મેણાં મારે, મારા સમ આવજો રે રસિયાજી.

---

'તનમનીઆં' ને 'ઝરમર' નામનાં ઘરેણાં થાય છે. છોતું=શેરડીની છાલને ચૂસીને ફેંકી દીધેલ ટુકડો. એલી=અલી

મારો સસરો તી સાંઢિયા જેવડો,
કાંઇ ડગ ડગ કરે, કાંઇ ડગ ડગ કરે,
ચાંદલિયા વીર! માને કે'જો કે આણું મોકલે.

મારી સાસુ તી મરચાં જેવડી,
કાંઇ તીખી લાગે, કાંઇ તીખી લાગે,
ચાંદલિયા વીર! માને કે'જો કે આણું મોકલે.

મારો જેઠ તી જોડા જેવડો,
કાંઈ કિચૂડ કરે, કાંઇ કિચૂડ કરે,
ચાંદલિયા વીર! માને કે'જો કે આણું મોકલે.

મારો દેર તી દેડકા જેવડો,
કાંઇ ડેં ડેં કરે, કાંઈ ડેં ડેં કરે,
ચાંદલિયા વીર! માને કે'જો કે આણું મોકલે.

મારી નણંદ તી વીંછણ જેવડી,
કાંઈ ચટકા ભરે, કાંઇ ચટકા ભરે,
ચાંદલિયા વીર! માને કે'જો કે આણું મોકલે.

૯

## સૈયર મેંદી લેશું રે!

[ ઘરકામથી ત્રાસેલી વહુના અંતરની ગુપ્ત અવળચંડાઈના આ ચિત્રમાં સાસુએ જે કહ્યું હોય તેથી ઊલટું જ સમજવાની આવડત બતાવી છે. મેંદી લેવાની ક્રિયાનું પ્રારંભિક ચિત્ર મસ્તીભર્યું છે. ]

§

મેંદી લેશું, મેંદી લેશું, મેંદી મોટાં ઝાડ,
એક હલાવું ડાળ ત્યારે ડાળાં હલે ચાર
સૈયર! મેંદી લેશું રે.

મારી સાસુએ એમ કહ્યું કે વાસીદાં વાળી મેલ્ય,
મેં ભોળીએ એમ જાણ્યું કે સાવરણી બાળી મેલ્ય,
સૈયર ! મેંદી લેશું રે.

મારી સાસુએ એમ કહ્યું કે પાણીડાં ભરી મેલ્ય,
મેં ભોળીએ એમ માન્યું કે બેડલાં ફોડી મેલ્ય,
સૈયર ! મેંદી લેશું રે.

મારી સાસુએ એમ કહ્યું કે રોટલા ઘડી મેલ્ય,
મેં ભોળીએ એમ માન્યું કે ચૂલા ખોદી મેલ્ય,
સૈયર ! મેંદી લેશું રે.

મારી સાસુએ એમ કહ્યું કે *કોઢમાં દીવો મેલ્ય,
મેં ભોળીએ એમ માન્યું કે સોડમાં દીવો મેલ્ય,
સૈયર ! મેંદી લેશું રે.

૧૦

## કેવી ભોળી !

[ વહુની વધુ ઘાતકી અવળચંડાઇ બતાવનારો ઉપલા ગીતનો બીજો પાઠ. ]

§

મારી સાસુએ એમ કહ્યું કે ભરી આવો વહુ પાણી,
હું કેવી હૈયાની ભોળી, બેડું નાખ્યું ફોડી,
લાલ મેંદી લેવા ગ્યાં'તાં.

મારી સાસુએ એમ કહ્યું, વહુ રોટલા ઘડવા બેસ,
હું કેવી હૈયાની ભોળી, ધૂંબે તાવડી ફોડી,
લાલ મેંદી લેવા ગ્યાં'તાં.

---

*કોઢ=કોઢ, બળદને બાંધવાનું ઘાસથી ભરેલું સ્થાન

મારી સાસુએ એમ કહ્યું, વહુ ડોસાને નવરાવો,
હું કેવી હૈયાની ભોળી! ડોક નાખી મરડી,
લાલ મેંદી લેવા ગ્યાં'તાં.

'મારી સાસુએ એમ કહ્યું, વહુ કોડમાં દીવો મેલો,
હું કેવી હૈયાની ભોળી! સોડમાં દીવો મેલ્યો,
લાલ મેંદી લેવા ગ્યાં'તાં.

સોડ બળે સાસુડી બળે, નણદી ફૂટે પેટ,
દેર મેલે છે પોક, બંદો ઠેકે છે બા'ર,
લાલ મેંદી લેવા ગ્યાં'તાં.

## ૧૧

## શું સમજું !

સ્વ. રણજીતરામના સંગ્રહ 'લોકગીત'માં ૫૪ મું ગીત આને મળતું છે તે ગુજરાત તરફનું હોવાનું ભાસે છે. તેમાં ડોસા (સસરો) અને ડોબા (ભેંસ) એ બે શબ્દ વચ્ચે ઇરાદાપૂર્વકની ગેરસમજ બતાવી છે.

§

મા મારી તે સાસુ એમ જ કે' છે
વહુ ડોબાને પૂળો નીરો હો રામ,
હરજીડા વાણિયાનું એળે રહ્યું.

મા હું નાની તે શું સમજું
મેં ડોસાને પૂળો નીર્યો હો રામ—હરજીડા૦

મા મારી તે સાસુ એમ જ કે' છે,
વહુ ડોસાને કંસાર મેલો હો રામ—હરજીડા૦

મા હું નાની તે શું સમજું,
મેં ડોળાને કંસાર મેલ્યો હો રામ—હરજીડા૦

મા મારી તે સાસુ એમ જ કે' છે
વહુ ચૂલામાં [1]મોરવણ મેલો હો રામ—હરજીડા૦

મા, હું નાની તે શું સમજું,
મેં [2]મોભારે મોરવણ મેલ્યું હો રામ—હરજીડા૦

મા મારી તે સાસુ એમ જ કે' છે
વહુ છોકરાને રોટલો મેલો હો રામ—હરજીડા૦

મા હું નાની તે શું સમજું,
મેં છોકરાને [3]ગડદો મેલ્યો હો રામ—હરજીડા૦

મા મારી તે સાસુ એમ જ કે' છે
વહુ ડોબાને પાડું મેલો હો રામ—હરજીડા૦

મા હું નાની તે શું સમજું,
મેં ડોસાને પાડુ મેલ્યું હો રામ—હરજીડા૦

## ૧૨

## ભણેલી !

હાં રે સાબ, હું રે ભણેલી !
મારાથી કાંઈ થાય નૈ.
ઉતારા દેવાય નૈ, મેડીએ ચડાય નૈ—હાં રે સાબ૦
દાતણ દેવાય નૈ, ઝારીએ અડાય નૈ—હાં રે સાબ૦

---

૧. ચુલો પેટાવવા માટે છાણાનો ભુકો. ૨. મકાનના છાપરાની ટોચે.
૩. ગડદો=ઢીંકો

નાવણ દેવાય નૈ, કૂંડીએ અડાય નૈ–હાં રે સાબ૦
ભોજન દેવાય નૈ, થાળીએ અડાય નૈ–હાં રે સાબ૦
મુખવાસ દેવાય નૈ, પાનને અડાય નૈ–હાં રે સાબ૦
પોઢણ દેવાય નૈ, ઢોલીએ અડાય નૈ–હાં રે સાબ૦

## ૧૩

## પંખો

પાંચે રૂપૈયાના સુતારી તેડાવ્યા,
આજ મેરી પંખેકી ડાંડી ઘડાયા
હો બંસીવાલે ! હો મોરલી વાલે !
ગરમી લાગે પ્યારા પંખાકી રે.

પાંચે રૂપૈયાના દરજી તેડાવ્યા,
આજ મેરે પંખાકી ઝાલર મેલાયા
હો બંસી વાલે ! હો મોરલી વાલે !
ગરમી લાગે પ્યારા પંખાકી રે.

પાંચે રૂપૈયાના સોનીડા તેડાવ્યા,
આજ મેરે પંખાકી ડાંડી મઢાયા
હો બંસી વાલે ! હો મોરલી વાલે !
ગરમી લાગે પ્યારા પંખાકી રે.

મુલક મુલકના રાજા તેડાવો
આજ મેરે પંખાકા મૂલ કરાયા
હો બંસી વાલે ! હો મોરલી વાલે !
ગરમી લાગે પ્યારા પંખાકી રે.

## ૧૪

# નૈ જાઉં સાંસરીએ

[ આ ત્રણે ગીતોમાં સાસરે જવાનો કંટાળો ગવાય છે. ]

§

પિયરિયું અત વાલું રે, ના મા,
નૈ જાઉં સાસરીએ રે.

સાસરીએ જાઉં તો મારો સસરોજી ભૂંડા,
લાજડિયું કઢાવે રે ના મા,
નૈ જાઉં સાસરીએ રે—પિયરિયું૦

પિયરિયે જાઉં તો મારા દાદોજી સારા,
બેનબા કહી બોલાવે રે ના મા,
નૈ જાઉં સાસરીએ રે—પિયરિયું૦

સાસરીએ જાઉં તો મારી સાસુજી ભૂંડાં,
દળણાં દળાવે રે ના મા,
નૈ જાઉં સાસરીએ—પિયરિયું૦

પિયરિયે જાઉં તો મારી માતાજી સારાં,
દીકરી કહી બોલાવે રે ના મા,
નૈ જાઉં સાસરીએ રે—પિયરિયું૦

સાસરીએ જાઉં તો મારા જેઠજી ભૂંડા,
વહુવારુ કહી બોલાવે રે ના મા,
નૈ જાઉં સાસરીએ રે—પિયરિયું૦

પિયરિયે જાઉં તો મારા વીરોજી સારા,
બેનબા કહી બોલાવે રે ના મા,
નૈ જાઉં સાસરીએ રે—પિયરિયું૦

સાસરીએ જાઉં તો મારી જેઠાણી ભૂંડાં,
પાણીડાં ભરાવે રે ના મા,
નૈ જાઉં સાસરીએ રે—પિયરિયું૦

પિયરિયે જાઉં તો મારાં ભાભીજી સારાં,
નણદીબા કહી બોલાવે રે ના મા,
નૈ જાઉં સાસરીએ રે—પિયરિયું૦

સાસરીએ જાઉં તો મારાં નણદીજી ભૂંડાં,
ભાભી કહી બોલાવે રે ના મા,
નૈ જાઉં સાસરીએ રે—પિયરિયું૦

૧૫

## નૈ જાઉં રે નૈ જાઉં

[ ગામડા ગામમાં સાસરું મળે તેનો અણગમો. ]

§

દાદા રે દાદા તમે શીદ ગામડિયાં ગોતો
હું નહિ જાઉં રે નહિ જાઉં
સોનાને સરગટ નહિ જાઉં
રૂપાના મોર બોલે.

કાકા રે કાકા તમે શીદ કીમિયા તેડો,
હું નહિ જાઉં રે નહિ જાઉં
સોનાને સરગટ નહિ જાઉં
રૂપાના મોર બોલે.

વીરા રે વીરા તમે શીદ વેલડિયું જોડો,
હું નહિ જાઉં રે નહિ જાઉં
સોનાને સરગટ નહિ જાઉં
રૂપાના મોર બોલે.

ભાભી રે ભાભી તમે શીદ માથડિયાં ગૂંથો,
હું નહિ જાઉં રે નહિ જાઉં
સોનાને સરગટ નહિ જાઉં
રૂપાના મોર બોલે.

કાકી રે કાકી તમે શીદ બચકડી બાંધો,
હું નહિ જાઉં રે નહિ જાઉં
સોનાને સરગટ નહિ જાઉં
રૂપાના મોર બોલે.

માતા રે માતા તમે શીદ આંસુડાં પાડો,
હું નહિ જાઉં રે નહિ જાઉં
સોનાને સરગટ નહિ જાઉં
રૂપાના મોર બોલે.

## ૧૬

# માતા ને સાસુ

શરદ પૂનમની રાતડી રંગ ડોલરિયો
માતાજી રમવા દ્યો રે રંગ ડોલરિયો
રમી ભમી ઘેર આવીઆં રંગ ડોલરિયો
માતાજી જમવા દ્યો રે રંગ ડોલરિયો
માતાએ પીરશી લાપશી રંગ ડોલરિયો
મહીં પળી એક આલ્યાં ઘી રે રંગ ડોલરિયો

શરદ પૂનમની રાતડી રંગ ડોલરિયો
સાસુજી રમવા દ્યો રે રંગ ડોલરિયો
રમી ભમી ઘેર આવીઆં રંગ ડોલરિયો
સાસુજી જમવા દ્યો રે રંગ ડોલરિયો
બાઈજીએ પીરસ્યું બાજરીઉં રંગ ડોલરિયો
મહીં ટીપું આલ્યાં તેલ રે રંગ ડોલરિયો
બળ્યું બાઈજી તારું બાજરીઉં રંગ ડોલરિયો
તારા તેલમાં ટાંડી મેલ રે રંગ ડોલરિયો

માતાએ ગૂંથ્યાં માથડાં રંગ ડોલરિયો
મહીં ટસર્યું લીધી ત્રણ રે રંગ ડોલરિયો
સાસુએ ગૂંથ્યાં માથડાં રંગ ડોલરિયો
મહીં ટોલા મેલ્યા ત્રણ રે રંગ ડોલરિયો

માતાએ ઢાળ્યા ઢોલિયા રંગ ડોલરિયો
ઓશીકે નાગરવેલ રે રંગ ડોલરિયો

સાસુએ ઢાળી ખાટલી રંગ ડોલરિયો
ઓશીકે કાળો નાગ રે રંગ ડોલરિયો

૧૭

## બે બૈરીના સ્વામી !

એક હતી ત્યારે ઉતારા દેતી ઓરડા રે લોલ,
ઉકરડે ઉતારે બૈરાં બે મળી રે લોલ;
એવું જાણો તો બીજી પરણશો મા લોલ.

એક હતી ત્યારે ભોજન દેતી લાપશી રે લોલ,
રાબડી ચટાડે બૈરાં બે મળી રે લોલ;
એવું જાણો તો બીજી પરણશો મા લોલ.

એક હતી ત્યારે મુખવાસ દેતી એલચી રે લોલ,
લીંડિયું ચવરાવે બૈરાં બે મળી રે લોલ;
એવું જાણો તો બીજી પરણશો મા લોલ.

એક હતી ત્યારે પોઢણ દેતી ઢોલિયા રે લોલ,
સાથરે સુવરાવે બૈરાં બે મળી રે લોલ;
એવું જાણો તો બીજી પરણશો મા લોલ.

૧૮

## શોકયની મેમાની

આંગણે વાવ્યા વડ તો મેમાન છે,
થિયા છે લચકાલોળ, રે મારો વીરો મેમાન છે.

વીરો પરોણો આવીઆ મેમાન છે,
શાં શાં ભોજન દેશ, રે મારો વીર તો મેમાન છે.

સેવ સુંવાળી લાપસી મેમાન છે,
ખોબલે પીરસું ખાંડ, રે મારો વીર તો મેમાન છે.

આંગણે વાવ્યો બાજરો મે'માન છે,
થયો છે લચકાલોળ, રે મારી શોકય તો મેમાન છે.

શોકય પરોણે આવી મેમાન છે,
શાં શાં ભોજન દઉં, રે મારી શોકય તો મેમાન છે.

ચૂલે રાંધીશ રાબડી મેમાન છે,
તેર ઘાણીનાં તેલ, રે મારી શોકય તો મેમાન છે.

શોકય પડી છે ખાટલે મેમાન છે,
શાં શાં ઓસડ દેશ, રે મારી શોકય મેમાન છે.

આક ધતૂરો ઓળિયો મેમાન છે,
ઘરડી ઘૂંટી પાઉં, રે મારી શોકય તો મેમાન છે.

શોકય પડી છે છીંડીએ મેમાન છે,
ઢેઢડા ઢરડી જાય, રે મારી શોકય તો મેમાન છે.

ચૂલે મેલ્યા ચોખલા મેમાન છે,
ખાઈને રોવા જાઉં, રે મારી શોકય તો મેમાન છે.

લાંબો તાણીશ ઘૂમટો મેમાન છે,
મનમાં મંગળ ગાઉં, રે મારી શોકય તો મેમાન છે.

હું ને મારી બાઈજી વઢીઆં રે સંઘલાલ,
આવ્યાં ઢીંકાઢીંક મોરી સંઘલાલ—વહુનો વીરો૦
બાઈજીએ લીધું સાંબેલું રે સંઘલાલ,
મેં લીધેલી ઈંસ મોરી સંઘલાલ—વહુનો વીરો૦
બાઇજીનું સાંબેલું ભાંગિયું રે સંઘલાલ,
ઈંસ નખાવે ચીસ મોરી સંઘલાલ.—વહુનો વીરો૦
બાઈજીએ લીધું દોરડું રે સંઘલાલ,
મેં લીધી બેવડ *રાશ મોરી સંઘલાલ.—વહુનો વીરો૦
બાઈજીનું દોરડું તૂટિયું રે સંઘલાલ,
મેં બાંધી બેવડ *રાશ મોરી સંઘલાલ—વહુનો વીરો૦

## ૨૦

## દમડીની ખરીદી

[ એક દમડીમાં બીબીસાહેબાને આટલી બધી ચીજો જોઈએ છે ! કોમની વિનોદપ્રેમી ખાસિયતનું ચિત્ર છે. ]

§

દમડી લૈને હું તો કુંભારવાડે ગઈ'તી,
મિયાં કા મોરીઆ
બીબી કી હેલ્ય
છોકરા કા ભંભલા
બનાવી દે, બનાવી દે, નૈ તો મેરી દમડી પાછી દે.

*રાશ= (રશ્મિ) બળદને બાંધવાની રસી

## ૨૧

# આટલું જ દેજે!

[ મિયાંની બીબીએ એક જ દમડીમાં જેમ ઘણી ચીજો માગી, તેમ એક ચારણી સ્ત્રીએ પણ પ્રભુ પાસે સંસારી સુખનું નાનકડું વરદાન માગ્યું ! આમાં ચારણી બોલીના પ્રયોગો છે. ]

§

ભણુતી સાં મેં કાનડ કાળા, મીઠી મીઠી મોરલી વાળા!
પાંચસે તો મુંહે પોઠીડા દેજે, પાંચસે ગોંણુાળા,
લાંબી બાંયાળો ચારણુ દેજે, ત્રીકમ છોગાળા—ભણુતી સાં.
પાંચ તો રે મુંહે પુતર દેજે, પાંચે પાઘાળા,
તે ઉપર એક ધેડી દેજે, આણુાત ઘોડાળા—ભણુતી સાં.
કાળિયું ને ઘણી કુંઢિયું દેજે, ગાયુંનાં ટોળાં,
વાંકે નેણે વઉવારૂ દેજે, ઘુમાવે ગોળા—ભણુતી સાં.
ઊંચી ઓસરીએ ઓરડા દેજે, તલક ગોંખાળા,
સરખી સાહેલીનો સાથ દેજે, વાતુંના હિલોળા—ભણુતી સાં.
ગોમતી કાંઠે ગામડું દેજે, જ્યાં અમારો નેહ,
પુનમતી ચારણુ વીનવે કાના, હું માગું તે દેહ.
ભણુતી સાં મેં કાનડ કાળા!
મીઠી મીઠી મોરલી વાળા!

[ અર્થ—હે કાળા કાનજી! હું કહું છું કે મને પાંચસો પોઠિયા, દાણાના કોથળા ભરેલા દેજે, લાંબા બાહુઓવાળો સુદૃઢ સુંદર ધણી દેજે, પાંચ પુત્રો ને

હે રામ રઘુનાથ, હું આટલાં વરદાન માગું છું.]

[ नुंई मूंज री खाट, न चूवै टापरी,
भैंसडल्यां दो-चारक दूझै बाप री,
बाजर हंदा रोट, दही में ओलणा,
इतरा दे, करतार, फेर नहीं बोलणा. ]

[ નવા મૂંજના વાણથી ભરેલો ખાટલો અને ચુવાક ન થાય તેવું ઘર; બેચાર ભેંસો, જે દૂઝ્યા કરે; બાજરાનો રોટલો અને દહીંમાં સાકર-આટલું હે કરતાર મને આપજે, પછી બીજું કાંઇ માગવાનું નથી રહેતું. ]

## ૨૨

## લાજે મારો પરણ્યો પરદેશ

[ પરદેશથી ઘણાં વર્ષે આવતો ધણી તળાવની પાળે પોતાની સ્ત્રીનું પારખું લે છે. નાની ઉમરે પરણેલી પત્નીએ પતિને પૂર્વે કદી જોયો નહિ હોય એમ લાગે છે. બરડા તરફનું ગીત છે. ]

§

સાતે ને સમદર જળે ભર્યા પંખીડાલાલ,
પંખીડો બેઠો તળાવ.
સોના ઇંઢાણી રૂપા બેડલું પંખીડાલાલ,
સાતે સૈયર જળ ભરવા જાય.
છયેના પરણ્યા ઘેર છે પંખીડાલાલ,
સાતમીનો પરણ્યો પરદેશ.
છયેના વાન ઊજળા પંખીડાલાલ,
સાતમીનો ભીંનેરો વાન.

કોડ ઘડો ને કર કાચલડી શામળડી,
તું ચાલ મારલી સાથ.

સોનું પેરાવું તને શોભતું શામળડી,
રૂપલાનો નહીં પાર.

મોતી પેરાવું તને નરમળાં શામળડી,
મગિયાનો નહીં પાર.

ચીર પેરાવું તને શોભતાં શામળડી,
ઘરચોળાંનો નહીં પાર.

છાણું ખૂટે ને છલ્લો તરે પંખીડાલાલ,
તોય નાંખું તારલી સાથ.

અર્ધે સમદરિયે દીવડો પ્રગટે પંખીડાલાલ,
તોય નાંખું તારલી સાથ.

બળ્યું તારું સોનું શોભતું પંખીડાલાલ,
બળ્યો તારો રૂપલાનો પાર.

બળ્યાં તારાં મોતી નરમળાં પંખીડાલાલ,
બળ્યો તારો મગિયાનો પાર.

બળ્યાં તારાં ચીર શોભતાં પંખીડાલાલ,
બળ્યો તારો ઘરચોળાંનો પાર.

લાજે મારું સાયર સાસરું પંખીડાલાલ,
લાજે મારાં મા ને બાપ.

લાજે મારું અટમકટમ રે પંખીડાલાલ,
લાજે મારાં મા ને મોસાળ.

લાજે મારો કાકો ને કાકી રે પંખીડાલાલ,
લાજે મારાં ભાઇ ને ભોજાઈ.

લાજે મારી વડેરી બેન રે પંખીડાલાલ,
લાજે મારો પરણ્યો પરદેશ.

વારી જાઉં તારાં વેણુને શામળડી.
રાખ્યો મારા ઘરડાનો રંગ.

[ આ જ ભાવાર્થનું 'પણિહારી' નામનું એક સુપ્રસિદ્ધ રાજસ્થાની લોકગીત, કાવ્યદૃષ્ટિએ તેમ જ માર્મિકતાને હિસાબે ઘણું વધુ મેળવંતું, ચડિયાતું ને સુંદર ઢાળે ગવાતું છે. તેનો જરૂરી ભાગ राजस्थान के लोकगीत નામના 'ધી રાજસ્થાન રીસર્ચ સોસાયટી કલકત્તા–ના સંગ્રહમાંથી (પ્રથમ ભાગ : ઉત્તરાર્ધ : ગીત ૧૧૪ : પા. ૨૫૪) ઉતાર્યું છે. ]

સાત સાહેલ્યાં રે ઝૂલરે એ પણિહારી એ લો,
પાણીડે ને ચાલી તળાવ વાલા જો.
ઘડો ય ન ડૂબૈ તાલ મેં એ પણિહારી એ લો,
ઇંઢોણી તિર–તિર જાય વાલા જો.
સાતું રે સહેલ્યાં પાણી ભર ચલી એ લો,
પણિહારી રહી રે તળાવ વાલા જો.
ઔરાં રે કાજળ–ટીકિયાં એ લો,
થારોડા હે ફીકાં નેંણ વાલા જો.
ઔરાં રે ઓઢણ ચૂનડી એ લો,
થારોડો મૈલો સો વેસ વાલા જો.
ઔરાંરા પિવજી ઘર વસૈ એ લંજા ઓઢી એ લો,
મ્હારોડા વસૈ પરદેશ, વાલા જો.

ઘડો તો પટક દેની તાલ મેં એ લો,
ચાલેની ઓઠીડેરી લાર વાલા જો.

ચાલે તો ઘડાય દૂં તને વાડલો એ લો,
ચાલે તો નવસર હાર, વાલા જો.

બાળું તો જાળું થારી જીભડી એ લંબ ઓઢીડા એ લો.
ડસૈ તને કાળો નાગ વાલા જો.

ઘડો તો ભરને પાછી વળી એ લો,
આયી આયી ફળસેરી બાર વાલા જો.

ઘડો તો પટકદું ઊભી ચોકમેં એ મારાં સાસુજી એ લો,
વેગો રે ઘડિયો ઊતરાવ, વાલા જો.

કિણ થાંને મોસો મારિયો એ મ્હારા વહુજી એ લો,
કિણને દીધી છૈ ગાળ વાલા જો.

એક ઓઠી માંને ઇસો મિલ્યો, મારા સાસુજી એ લો,
પૂછી મ્હારે મનડેરી બાત, વાલા જો.

દેવરજી સરીસો ડીઘો પાતળો, એ મારાં સાસુજી એ લો,
નણદલ બા સી ઉણિયાર વાલા જો.

થે તો વહૂ ભોળા ઘણા હો, મારા વહૂજી એ લો,
ઓ તો થાંરો હી ભરતાર વાલા જો.

અર્થ—સાત સાહેલીઓનું જૂથ તળાવે પાણી સાંચર્યું. એક પાણિયારીનો ઘડો તળાવમાં ડૂબતો નથી એની ઇંઢોણી પણ તરતી તરતી ચાલી જાય છે. સાતે સાહેલી પાણી ભરીને ચાલી ગઈ, એક પણિહારી પાછળ રહી. પાળે ઊભેલો પરદેશી ઓઠી (ઊંટસવાર) એને પૂછે છે, બીજીને તો કાજળ અને ચાંદલાના શણગાર છે, એક તારાં જ નયનો ફિક્કાં કેમ? બીજીઓને તો ઓઢવા ચૂંદડી છે, એક તું કેમ મેલે વેશે? પણિહારી જવાબ વાળે છે: બીજીઓના પિયુ તો ઘેરે છે, એક મારો પિયુ પરદેશ છે.

ઓઢી (ઊંટસવાર) કહે છે: તો તારો ઘડો તળાવમાં ફેંકી દઈને મારી વણઝાર સાથે ચાલ ને! હું તને વાડલો ને .હાર વગેરે ઘરેણાં ઘડાવી દઈશ.

પણિહારી—હે પીટ્યા ઊંટસવાર! તારી જીભડી બાળું! તને કાળો નાગ ડસે.

ઘડો ભરીને પાછી વળી, પોતાના ફળિયાને બારણે ઊભી રહી. સાસુજી! ઝટ ઘડો ઉતરાવો, નહિ તો હું બારણે જ બેડું પછાડું છું.

સાસુ—હે વહુ! તને કોણે મેણું માર્યું! કોણે ગાળ દીધી?

વહુ–હે સાસુજી! એક ઊંટસવારે મારા મનડાની વાત પૂછી.

સાસુ–કેવો દીઠો એ?

વહુ–દિયરજી સરીખો પાતળો દીઠો, ને નણદલ બાના જેવી અણસાર દીઠી.

સાસુ–અરે વહુ! તું તો બહુ ભોળી! એ તો ખુદ તારા ભરથાર જ હતા!

## ૨૩

## બેની પધાર્યાં

[ સાસરવાસી દીકરી પિયરમાં આવે છે ત્યારે કુટુંબનાં પ્રત્યેક માનવી, પશુ વગેરેને એ કેવી લાગે છે તે વર્ણવીને એવું બતાવ્યું છે કે દીકરી બાપને ઘેર આવીને ઘરની કેટલી કેટલી સંભાળ રાખે છે. ]

§

બાર બાર વરસે બેની પધાર્યાં
.... .... ... વગડીઆમાં દેરજી ડૂલ્યા.
વાડીએ જાતાં વઉ રે બોલી
સાંધાની કરનાર આવી રે —વગડીઆમાં દેરજી ડૂલ્યા.

સાંગામાચીએ માતાજી બેઠાં
ધબક ધીડી આવ્યાં રે — વગડીઆમાં દેરજી ડૂલ્યા.

ઘરમાં જાતાં બલાડી બોલી,
ઢાંકણુ ઢૂંબણુ આવી રે —વગડીઆમાં દેરજી ડૂલ્યા.

મોભારેથી ઉંદર બોલ્યા,
ચાંદણુ ચૂંદણુ આવી રે —વગડીઆમાં દેરજી ડૂલ્યા.

ગમાણે જાતાં બળદીઆ બોલ્યા,
નીરણુની કરનાર આવી રે —વગડીઆમાં દેરજી ડૂલ્યા.

ફળિયામાં જાતાં કૂતરા બોલ્યા,
[1]ધોકલી નીરનાર આવી રે—વગડીઆમાં દેરજી ડૂલ્યા.

## ૨૪

## વીડી વાઢનારાં

[ સમાન હક્કદાર અને સ્વતંત્ર એવાં શ્રમજીવી ધણી ધણીઆણીની વાત છે. ધણીએ પોતાનો ભારો ન ચડાવ્યો, અને સ્વાર્થી બનીને

---

૧ ધોકાધમણ

સાંધાની કરનાર = ચાડી ખાનાર

ઢાંકણુ ઢૂંબણુ = ખાવાની ચીજો ઢાંકીને કાળજીપૂર્વક મૂકનાર

ચાંદણુચૂંદણુ = ઉંદરનાં દર હોય તેને માટી લીપીને બંધ કરી દેનાર

ગમાણ = બળદ બાંધવાનું ઠેકાણું

ધોકલી નીરનાર = નીરવું એટલે તો ખાવા દેવું : જેમકે પશુને ઘાસ નીરવું, કૂતરાંને રોટલા નીરવા. પણ આંહીં તો 'ધોકા મારનાર.'

ચાલ્યો ગયો. એટલે પત્ની પોતાને ભારો ચડાવનાર વટેમાર્ગુ વીરાને પોતાની કમાઈમાંથી જમાડીને વેર વાળે છે.]

§

સાવ રે સોનાનું મારું દાતરડું રે લોલ (૨)
હીરનો [1]બંધીઓ હાથ, મુંજા વાલમજી લોલ!
હવે નૈ જાઉં વીડી વાઢવા રે લોલ.

પરણ્યે વાઢયા રે પાંચ [2]પૂળકા રે લોલ (૨)
મેં રે વાઢયા છે દસ વીસ, મુંજા વાલમજી લોલ—હવે.

પરણ્યાનો ભારો મેં ચડાવીઓ રે લોલ (૨)
હું રે ઊભી વનવાટ, મુંજા વાલમજી લોલ—હવે૦

વાટે નીકળ્યો વાટમારગુ રે લોલ (૨)
ભાઈ મુને [3]ભારડી ચડાવ, મુંજા વાલમજી લોલ—હવે૦

પરણ્યાને આવી પાલી જારડી રે લોલ (૨)
મારે આવેલ માણું ઘઉં, મુંજા વાલમજી લોલ—હવે૦

પરણ્યે ભર્યું છે એનું પેટડું રે લોલ (૨)
મેં રે જમાડયો મારો વીર, મુંજા વાલમજી લોલ
હવે ને જાઉં વીડી વાઢવા રે લોલ.

---

૧ બંધીઓ =રસી. ૨ પૂળકા=પૂળા. ૩ ભારડી=ભારો.

# કજોડાંનાં ગીતો

## ૨૫

## પરણ્યો પારણે

[સ્ત્રી જોબનવતી, અને સ્વામી હજુ ઘોડિયામાં હીંચકે છે. કજોડાંના કરુણ રસને આ અભાગિની યુવતી દયામિશ્રિત હાસ્યરસમાં પલટી નાખે છે. હોંશે હોંશે પારણું ઘડાવ્યું, બમણી હોંશે રંગાવ્યું. તેમાં સ્વામીને સુવાડી, માથે ઉપાડી રોજ ખેતરમાં મજૂરી કરવા જાય. ઝાડની ડાળીએ પારણું લટકાવે. પતિ રડે એટલે વટેમાર્ગુઓને એક એક હીંચકો નાખતા જવા વિનવે અને ગમ્મત કરીને પોતાની કથા જણાવી આપે.]

§

ખેતર વચાળે ખીજડી રે      હીંચકોરે નાનેરું બાળ
(તેની) અવળા સવળી ડાળ રે
પરણ્યો પીંગલે રે      હીંચકોરે નાનેરું બાળ.

ભાઈ રે સુતારી વીરા વીનવું રે      હીંચકોરે નાનેરું બાળ
પીંગલાં ઘડી ઘડી લાવ્ય રે
પરણ્યો પીંગલે રે      હીંચકોરે નાનેરું બાળ

ભાઈ રે રંગારી વીરા વીનવું રે      હીંચકોરે નાનેરું બાળ
પીંગલાં રંગી રંગી લાવ્ય રે
પરણ્યો પીંગલે રે      હીંચકોરે નાનેરું બાળ

માથે ઉપાડયું પીંગલું રે હીંચકોરે નાનેરું બાળ
હાલી ચણ્યાને ખેતરે
પરણ્યો પીંગલે રે હીંચકોરે નાનેરું બાળ

ડાળ્યે વળગાડયું પીંગલું રે હીંચકોરે નાનેરું બાળ
પરણ્યો પોઢયો પીંગલે રે હીંચકોરે નાનેરું બાળ

વાટે આવે વાટમારગુ રે હીંચકોરે નાનેરું બાળ
એક હીંચકડો નાખ્ય રે
પરણ્યો પીંગલે રે હીંચકોરે નાનેરું બાળ

કોઈ કે' એનો બેટડો રે હીંચકોરે નાનેરું બાળ
કોઈ કે' એનો વીર રે
પરણ્યો પીંગલે રે હીંચકોરે નાનેરું બાળ

નથી વીરો ને નથી બેટડો રે હીંચકોરે નાનેરું બાળ
સગી નણંદનો વીર રે
પરણ્યો પીંગલે રે હીંચકોરે નાનેરું બાળ

શરૂની પંક્તિઓ આમ પણ ગવાય છે—

પાંચ વરસનો પરણ્યો રે હીંચકે નાનેરું બાળ
વીસ વરસની નાર રે
પરણ્યો પીંગલે રે હીંચકે નાનેરું બાળ

પીંગલું મેલ્યું શેઢડે રે હીંચકે નાનેરું બાળ
લીધી ચણાની ઓળ રે
પરણ્યો પીંગલે રે હીંચકે નાનેરું બાળ

* * *

બાઈજી કેરો બેટડો રે હીંચકે નાનેરું બાળ
નણદી કેરો વીર રે
પરણ્યો પીંગલે રે હીંચકે નાનેરું બાળ

## ૨૬

## હૈયામાં વાગે !

[ કન્જોડાનું બીજું રુદન : પહેલી સ્ત્રીની માફક આ સ્ત્રી પોતાના સંતાપમાંથી વિનોદ તો ખેંચી શકતી નથી, પોતાનો રોપ નિર્દોષ બાલ-સ્વામી પર ઉતારે છે, પણ ત્યાં તુરત જ અનુકમ્પા વછૂટે છે. પતિને મરાતો માર પોતાના જ હૃદયમાં વાગે છે ! એનું હૃદય નક્ટ બની શકતું નથી. ]

§

બાર વરસની ગણુગારી ગૂજરી,
સવા વરસનો પરણ્યો રે હવે કેમ રે'વાશે ! ૧.

દળવા બેસું તો પીટચો બાજરો રે માગે,
પાટલીનો ઘોદો મારું, હૈયામાં વાગે
રે હવે કેમ રે'વાશે !—બાર૦ ૨.

પાણીડાં જાઉં તો પીટચો છેડે વળગ્યો આવે,
છેડલો મેલાવું તો ઢોર મારી નાખે
રે હવે કેમ રે'વાશે !—બાર૦ ૩.

રોટલો ઘડું તો પીટચો ચાનકી રે માગે,
તાવેથાનો ગોદો મેલું, હૈયામાં વાગે
રે હવે કેમ રે'વાશે !—બાર૦ ૪.

ધાન. ખાંડું તો પીટયો ઢોકળું રે માગે,
વેલણાનો ગોદો મેલું, હૈયામાં વાગે
રે હવે કેમ રે'વાશે!—બાર૦ ૫.

દળાણું દળું તો પીટયો પાટલી રે તાણે,
ધડ દૈને ઢીંકો મેલું, હૈયામાં વાગે
રે હવે કેમ રે'વાશે !—બાર૦ ૬.

## ૨૭

## બાર વરસની

[ ઉપરનો જ ભાવ રજૂ કરતું ભીલ—ગીત. એને પણ પહેલાં પતિ પર ક્રૂરતા કર્યા પછી પાછું હૈડામાં દાઝે છે. (એપડલામાં દાઝે.) એને સતાવીને પાછી દયા ખાઈને સાચવે છે. આ ભીલગીત સોરઠી ગીત કરતાં ચડિયાતું છે. ]

§

બાર બરની કન્યાડી છે અડી બરનો બોર રે,
પાણી ભરવા જાઊં તારે બાંહે બાંહે આવે રે,
બાંહે બાંહે આવે તારે કુંવામાં હડસેલ્યૂ રે,
કુવામાં હડસેલ્યૂ તારે ડાબક ડુબક કરે રે.
ડાબક ડુબક કરે તારે આઇયિડલામાં દાઝ્યૂં રે,
અઇયિડલાંમાં દાઝ્યૂં તારે માણે લઅબાવી રે,
માણે લઅબાવી તારે કોઠે વળગાયૂં રે. ૧.

બાર બરની કન્યાડી ને અડી બરનો બોર રે,
વાહિદાં રોલૂં તારે બાંહે બાંહે આવે રે,

ખાંહે ખાંહે આવે તારે ઊકાડામાં દાબ્યું રે.
ઊકાડામાં દાબ્યું તારે પુદક પુદક કરે રે,
અઈચિડલામાં દાજ્યૂં તારે ટોપલૂં લંબાયૂં રે,
ટોપલૂં લંબાયૂં તારે કાંઠે વળગાયૂં રે. ૨.

બાર બરની કન્યાડી ને અડી બરનો બોર રે.
રોટલો કરૂં તારે સૂલા કને આવે રે,
સૂલા કને આવે તારે ઊંબાડું ધમકાર્યું રે.
ઊંબાડું ધમકાર્યું તારે ભદડ ભદડ નાઠું રે.
ભદડ ભદડ નાઠું તારે ટોડલે જઈને ઊભું રે,
ટોડલે જઈને ઊભૂં તારે સાસ્કા સીસ્કી કરે રે,
અઈયડલામાં દાજ્યૂં તારે પેલી રોટી આલી રે.
પેલી રોટી આલી તારે સેલી રોટી માંગી રે.
સેલી રોટી આલી તારે હૈકા હામણુ જોવે રે.
હૈકા હામણુ જોવે તારે હૈકા વાળું આલ્યું રે. ૩.

[ ग्रामगीत : संपादक श्री रामनरेश त्रिपाठी (પાનું ૧૦) ]

અર્થ—૧. બાર વર્ષની કન્યા છે તેને અઢી વર્ષનો વર (બોર) છે. વહુ કહે છે કે હું પાણી ભરવા જાઉં છું ત્યારે એ પાછળ પાછળ આવે છે. એટલે હું એને કૂવામાં હડસેલું છું. કૂવામાં એને ડબકાં ખાતો દેખી મને હૈયામાં દાઝે છે, એટલે હું માટલું (મોણુ=માંણ્ય) કુવામાં લંબાવીને એને કાંઠે વળગાડી બહાર કાઢું છું.

૨. વાસીદાં વાળું છું, એ પાછળ આવે છે, હું એને ઉકરડામાં દાટી દઉં છું, એ કૂદકે કૂદકા મારે છે, એટલે ટોપલો (સૂંડલો) લંબાવીને હું એને ઊંડા ઉકરડામાંથી કાઢું છું.

મારો દેર તે લાવ્યા ફૂલડાં પિયુ નાના છે,
દેરાણી રે ગૂંથે હાર, ભમર સજન પિયુ નાના છે. ૩

સસરા રે લ્યો તમારો ઢોલિયો, પિયુ નાના છે,
સાસુડી લ્યો તમારી સેજ, ભમર સજન પિયુ નાના છે. ૪

જેઠ રે લ્યો તમારો દીવડો, પિયુ નાના છે,
જેઠાણી રે લ્યો તમારું તેલ, ભમર સજન પિયુ નાના છે. ૫

દેર રે લ્યો તમારાં ફૂલડાં, પિયુ નાના છે,
દેરાણી રે લ્યો તમારો હાર, ભમર સજન પિયુ નાના છે. ૬

# દેર–ભોજાઈનાં ગીતો

## ૩૦

## રૂદિયામાં રાખ્યાં દેરીડે

[ 'રૂદિયામાં રાખ્યાં દેરીડે' એ બોલ પરથી જ સૂચિત થાય છે કે ભાત લઈને ભોજાઈને ખેતરે બોલાવનાર દેરની દૃષ્ટિ સાફ નહોતી, ઉપરાંત ભોજન કોઈનું બોટેલ હતું (કાગડાનું ? કે કોઈ માનવીનું ? ભોજાઇ પોતે જ ભૂખી હશે ને રસ્તે ખાધું હશે ?) દેર માર મારે છે. ભોજાઇ આત્મહત્યા કરે છે. દેર-ભોજાઇનાં આ બધાં જ ગીતોમાં દેર–ભાભી વચ્ચેના પ્રાચીન કાલના, ઉપપતિ ને ઉપપત્નિ જેવા સંબંધની છાયા પડેલી છે. આ ગીતો વેળાનો કાળ દેર–ભોજાઇના પુરાણા સંબંધના પરિવર્તનનો હશે એમ લાગે છે.]

§

નાને દેરીડે સાંતી જોડયાં,
ભાભલડી ! ભાત આવો રે રૂદિયામાં રાખ્યાં દેરીડે. ૧
મારો નહિ તો માનું દેરજી,
કાગડલે ભાત બોટયાં રે રૂદિયામાં રાખ્યાં દેરીડે. ૨
સારો સોટો વાઢયો દેરજી,
સોટે સોટે સોરી રે રૂદિયામાં રાખ્યાં દેરીડે. ૩
ઘીનાં આંધણ મેલ્યાં દેરજી
શેરડીએ મચકાવ્યાં રે રૂદિયામાં રાખ્યાં દેરીડે. ૪

બેડું લઇ પાણી હાલ્યાં,

* * *

કૂવા કાંઠે બેડું મેલ્યું,
ઇંઢાણી કઠોડે રે રૂદિયામાં રાખ્યાં દેરીડે. ૫
પરવટ વાળી પાણી ભર્યાં
ઘોડી ધુબકે ખાધો રે રૂદિયામાં રાખ્યાં દેરીડે. ૬
કૂવા કાંઠે છોકરાં ટળવળે
ક્યાં ગઇ મારી માડી રે રૂદિયામાં રાખ્યાં દેરીડે. ૭

## ૩૧

## નજરના હીણા દેરીડા !

[ ભાભીને બાળવતો દેર, અને ભયભીત ભાભી. ]

§

દેર ! તમે સારી ચલાઇમાં ચાલો
ખૂટલ કે'વાશો રે દેરીડા ! ૧
દેર ! મારી ફરકે છે જમણી આંખ
નજરના હીણા રે દેરીડા ! ૨
ભાભી ! મારે પગે રાઠોડી મોજડી રે
કેવી રૂડી દિસે રે ભાભલડી !—દેર તમે૦ ૩
ભાભી ! મારી કેડ્યે મરઘલડી તલવાર રે
કેવી રૂડી દિસે રે ભાભલડી—દેર તમે૦ ૪

## ૩૨

## તરજાતી દેરીડો

[બરડાના મેરોમાં ગવાતું ગીત છે. તેડવા આવેલા દેરની કુચેષ્ટાઓથી બીએલી વહુ એની સાથે સાસરે જવા ના પાડે છે, રસ્તે દેર સાથે 'રાત રહેવા' ફરજ પડે છે. પણ મહત્વની વાત તો છેડે આવે છે. પતિએ જાણ્યા પછી પણ લાઇલાજી બતાવી તે સૂચવે છે કે અમૂક સમાજમાં દેરનો પુરાતન અધિકાર હજુ લુપ્ત નહોતો થયો.]

§

આવ્યો આવ્યો દીવાળીનો દન જો,
તરજાતી દેરીડો આણે આવીઓ રે લોલ. ૧

આવતે દેરીડે ઉલાળી છે આંખ જો,
મૂછડિયું મરડીને ડોળા ફેરવ્યા રે લોલ. ૨

માતા તી મોરાં! રસોયું નો કરજો જો,
આજુકે આણે રે નૈ જાઉં સાસરે લોલ. ૩

ઘેલાં ઘેડી! ઘેલડીઆં શું બોલો જો,
પરદેશી આણાં તે પાછાં નૈ વળે રે લોલ. ૪

દાદા તી મોરા! કાપડીઆ નો તેડો જો,
આજુકે આણે રે નૈ જાઉં સાસરે લોલ. ૫

× × ×

વીરા તી મોરા! દરજીડાનો તેડો જો
આજુકે આણે રે નૈ જાઉં સાસરે રે લોલ. ૬

ભાભી તી મોરી માથડીઆં નો ગૂંથો જો
આજુકે આણે રે નૈ જાઉં સાસરે રે લોલ. ૭

× × ×

આવી આવી સાસરિયાંની સીમ જો
તરજાતી દેરીડે તંબુ તાણીઆ રે લોલ. ૮

પે'રી લ્યોને નવરંગાં ચીર જો
આજુની રાતું રે આપણુ આંહી રયેં રે લોલ. ૯

× × ×

ડેલીએ બેઠા સસરાજીએ પૂછયું જો
આજુકે આણે રે વઉ કેમ દૂબળાં રે લોલ. ૧૦

( દેર કહે છે )

ભાભલડીને આવતો તરીઓ તાવ જો,
રાતડીએ રાતડીએ માથાં દુઃખતાં રે લોલ. ૧૧

× × ×

સાગા માચીએ બેઠાં સાસુજીએ'
'ઘોડલાં હાંકતા જેઠજીએ'
'પુતર ધવરાવતાં જેઠાણીએ'

} સૌએ એક પછી એક એ જ પ્રશ્ન પુછયો તેનો દેરે એનો એ જ જુઠો જવાબ દીધો.

× × ×

મેડીએ ચડતાં પરણ્યેજીએ પૂછયું જો
આજુકે આણે રે ગોરાંદે દૂબળાં રે લોલ. ૧૨

શું કરું તમારા સગા વીરાની વાત જો
તરજાતી દેરીડો આણે આવીઓ રે લોલ. ૧૩

આવી આવી સાસરીઆંની સીમ જો
તરજાતી દેરીડો તંબુ તાણીઆ રે લોલ ૧૪

પે'રાવ્યાં મને નવરંગાં ચીર જો
તેહુની રાતું તો અમે તિયાં રિયાં રે લોલ. ૧૫

શું કરું મારો માડીજાયો વીર જો
માથડીઆં વાઢીને નેં તો દડે રમું રે લોલ. ૧૬

[ બીજા એક આવાજ રાસમાં દેર પોતાની લાલસાને આ રીતે વ્યક્ત કરે છે— ]

આવી આવી સાસરીઆંની સીમ,
જાસે ને દેરે ઝગડો માંડીઓ રે.

દેખાડ તારાં કંકુ ને કાજળ
દેખાડ ચંપાવરણી ચૂંદડી રે. ૧

દેખાડ તારાં નવરંગાં ચીર
દેખાડ પુલમ કેરી ઓઢણી રે.

દેખાડ તારી સોપારી એલચડી
દેખાડ લીલેરાં લવીંગડાં રે. ૨

૩૩

## મોતીઅલ ક્યાં વેરાણાં !

[ આ ગીતમાં તો જેઠ અને નાનેરી વહુ વચ્ચેના ગુપ્ત પ્રણયને પરિણામે બેઉ ભાઈ લડી કપાઈ મૂઆ હોવાનો કિસ્સો મળે છે. ગવાતું

ક્યાંય સાંભળ્યું નથી, પણ બે ઠેકાણેથી લખેલા ખંડિત પાઠ મળ્યા છે, ઉપરાંત રણજીતરામના સંગ્રહ 'લોકગીતો'માં પણ એક પાઠ છે. બાર વરસે નાનો ભાઈ ઘેર આવે છે ત્યારે પોતાની પત્નીની ડોકમાં મોતીનો હાર દેખતો નથી. કારણ પૂછતાં સ્ત્રી સાચો ઉત્તર વાળતી નથી, તેથી પોતે વહેમાય છે. સૌને એનું કારણ પૂછતાં છેવટે નાની, અણસમજુ બાળક બ્હેન પાસેથી સાચી વાત મળે છે અને જાતીય ઈર્ષાએ ઉત્તેજિત બનીને બે સગા ભાઈઓ લડી કપાઈ મરે છે કેમકે તેઓ લડાયક રાજપૂત કોમના હશે. બેઉ ભાઈઓના પરસ્પર સંહારને માટે લોક-કવિ 'બે ભાઈ હોળી રમે છે' એમ ઉચિત ઉપમા વાપરે છે. કારણ કે મૂળ મોતીઅલ પણ હોળી રમતાં જ વેરાયેલાં હતાં, એટલે કુદરતનો હિસાબ ચુકતે થયો. ]

§

બાર બાર વરસે પથમલ પધાર્યા
ઘોડા બાંધો ઘોડહાર, પથમલ ભલે પધાર્યા. ૧

ડેલીએ તે બેઠા હો દાદાજી,
કે'જો વઉવારુના ખેલ, મોતીઅલ કયાં વેરાણાં ! ૨

હું રે શું જાણું મારા પથમલ સોભી !
જઈ તારી માતાને પૂછ, એ સો જાણે છે રે. ૩

સાંગામાચીએ બેસતાં હો માતાજી,
કે'જો વઉવારુના ખેલ, મોતીઅલ કયાં વેરાણાં ? ૪

હું રે શું જાણું મારા પથમલ જલમ્યા !
જઈ તારા વીરાજીને પૂછ, એ સૌ જાણે છે રે. ૫

ઘોડલાં ખેલવતા હો વીરાજી
કે'જો વઉવારુના ખેલ, મોતીઅલ કયાં વેરાણું ! ૬

હું રે શું જાણું મારા પથમલ વીરા,
જઈ તારી ભોજાઇને પૂછ, એ સૌ જાણે છે રે. ૭

બેટડો ધવરાવતાં હો ભાભલડી,
કે'જો વઉવારુના ખેલ, મોતીઅલ કયાં વેરાણું ! ૮

હું શું જાણું મારા પથમલ દેરી,
જઇ તારી બેનીને પૂછ, એ સૌ જાણે છે રે. ૯

ઢીંગલે રમતાં હો બેનીજી !
કે'જો વઉવારુના ખેલ, મોતીઅલ કયાં વેરાણું ! ૧૦

દેર ભોજાઇ બે હોળીએ રમતાં
હેડે પડિયલ હાથ, મોતીઅલ ત્યાં વેરાણું. ૧૧

× × ×

તરવારુંની તાળી પડે છે
લોઇના વરસે મેહ, એ ભાઇ હોળી રમે છે. ૧૨

સોનલાવરણી ચેયું બળે છે.
રૂપલાવરણો ધુંસ, એ ભાઇ ભેળા બળે છે. ૧૩

## ૩૪

## ચાડિયો દેર

[ આ ગીત વૈશ્ય કે બ્રાહ્મણનું લાગે છે, સ્ત્રીએ છૂપી રીતે વરિયાળીના લાડુ વળાવી ખાધા તેની જાહેર ફજેતી કરનાર સાસ-

રિયાંને બહેનનો ભાઈ બહેનનાં સાચનું જાહેર પારખું કરાવવાની વાત મૂકીને ચાતુરીથી સૌને ચુપ કરે છે. ]

§

મેં તો પાલી વરિયાળી પલાળી
મસુરિયા તુરિયા લ્યો

મેં તો ઝીણી કરાવી દળાવી મસુરિયા૦
મેં તો કંદોઇ ને હાટડે દીધી મસુરિયા૦
મેં તો લાડુડા વળાવ્યા મસુરિયા૦
મેં તો છાના છપના ખાધા મસુયારિ૦
મારા નાના દેરીડે દીઠા મસુરિયા૦
દેરે સાસુને જઇ વાત કીધી મસુરિયા૦
સાસુએ સસરાને વાત કીધી મસુરિયા૦
સાસરે ચોરે ચડીને વાત કીધી મસુરિયા૦
ચોરે મારા મૈયરનો ઢાડી[1] મસુરિયા૦
ઢાઢીએ વીરાને જઇ વાત કીધી મસુરિયા૦
વીર ઘોડે ચડીને પધાર્યા મસુરિયા૦
તમે ચોરે તે તાવડા ધગાવો મસુરિયા૦
મારી બેનીનો હાથ નખાવો મસુરિયા૦
મારી બેની બળે તો હાથ કાપું મસુરિયા૦
નીકર દેરની જીભડી કાપું મસુરિયા૦

---

૧. ઢાઢી = લોકકવિની એક જાત

## ૩૫
## ભોંમાં ભંડાર્યાં

[દિરને બદલે નણંદની જાસુસી રજુ કરતા પાઠમાં તો ભાઈ આવીને ચોરી છુપીથી ખાનાર બેનને જીવતી દાટે છે.]

§.

મેં તો અધમણ વરીઆળી પલાળી સુંદર વીર શામળીઆ
મેં તો તેના લાડુડા વળાવ્યા સુંદર વીર શામળીઆ
મેં તો છાના છપના ખાધા સુંદર વીર શામળીઆ
મારી નાની શી નણુદીએ દીઠા સુંદર વીર શામળીઆ
નણુદીએ સાસુને સંભળાવ્યાં સુંદર વીર શામળીઆ
સાસુએ સસરાને સંભળાવ્યાં સુંદર વીર શામળીઆ
સસરે ચોરે ચડીને વાત કીધી સુંદર વીર શામળીઆ
ત્યાં મારા મૈયરનો કાઠી સુંદર વીર શામળીઆ
એણે ત્યાંથી તે ઘોડલાં ખેલાવ્યાં સુંદર વીર શામળીઆ
જઇ વીરાજીને સંભળાવ્યાં સુંદર વીર શામળીઆ
વીરે ત્યાંથી તે ઘોડલાં ખેલાવ્યાં સુંદર વીર શામળીઆ
વીરે પાદર આવીને તંબૂ તાણ્યા સુંદર વીર શામળીઆ
ત્યાં બેનીબાને બોલાવ્યાં સુંદર વીર શામળીઆ
વીરે કેડ કેડ સમાણા ખાડા ગાળ્યા સુંદર વીર શામળીઆ
એમાં બેનીબાને ભંડાર્યાં સુંદર વીર શામળીઆ
વીરે ત્યાંથી તે ઘોડલાં ખેલાવ્યાં સુંદર વીર

વીરે પાદર આવીને પોક મેલી સુંદર વીર શામળીઆ
બેની તારી દશે નહિ આવું સુંદર વીર શામળીઆ*

*[સાસરવાસીમાં ચોરીથી મિષ્ટાન્ન ખાતી વહુ તો ઠીક, પણ દળતાં દળતાં લોટ ફાકતી વહુનો ને તેને જાહેરમાં વગોવનાર સસરાનો પણ એક ચિતાર રણજીતરામના 'લોકગીત'માં છે. એ ૪૧ મા ગીતમાં આપણા આમાંના ગીત ૨૩ (બેની પધાર્યાં)નું પણ પાઠાન્તર ભળેલું છે.]

મા મારી તે સાસુ એવી ભૂંડી
દશ શેર દળણું આપે, લાલ સુંખીલો.
મા મારી તે ટેવ એવી ખોટી
દળતાં લોટ ખૂકું, લાલ સુંખીલો
મા મારી તે સાસુ એવી ભૂંડી
લોટ જોખા જોયો, લાલ સુંખીલો.
પાશેર ઓછો થયો, લાલ સુંખીલો.
મા મારી તે સાસુ એવી ભૂંડી
જઈ સસરાને કહ્યું, લાલ સુંખીલો.
મા મારો તે સસરો એવો ભૂંડો
ચોરે બેસી વાત કરી, લાલ સુંખીલો.
ચોરાના લોક એવા ભૂંડા,
ગામમાંથી વહુઓ કાઢી, લાલ સુંખીલો.
અચકો લીધો બચકો લીધો,
ઝાલી મહીએરીઆની વાટ, લાલ સુંખીલો.
કૂવે ગયા ત્યારે પાણીઆરી ભડકી
ઘડાની ફોડનારી આવી, લાલ સુંખીલો.
ખડકીએ ગયા ત્યારે કૂતરાં ભસ્યાં
બુધાની મારનાર આવી, લાલ સુંખીલો.
ઓરડામાં ગયા ત્યારે માતા ભડક્યાં,
દખનાં દીકરી આવ્યાં, લાલ સુંખીલો.

# ઇશ્કમસ્તીનાં ગીતો

૩૬

## વરણાગીઆને

[ વરણાગીઓ એટલે છેલબટાવ, છકેલ. આ ગીત ગુજરાતનું છે. ]

§

પાંચ વળાની તારી ઝૂંપડી વરણાગીઆ !
વાયરે ઊડી ઊડી જાય જી રે, વેગળો રહેને વરણાગીઆ ! ૧

કાને તે [1]ડમરો ના મૂકીએ વરણાગીઆ
ડમરો જીવનો જમરો જી રે—વેગળો૦ ૨

ખભે તે [2]વાંસી ના મૂકીએ વરણાગીઆ !
વાંસી જીવની ફાંસી જી રે—વેગળો૦ ૩

હીરકોરી ધોતિયાં ના પે'રીએ વરણાગીઆ !
ધોતિયાં તો ધૂળ ધલાવશે જી રે—વેગળો૦ ૪

વિશેષ કેશ ના વધારીએ વરણાગીઆ !
કેશ તો વેશ ભજાવશે જી રે—વેગળો૦ ૫

---

૧ ડમરો : એ નામનું ફૂલ ૨ વાંસી : દાતરડા જેવું ફળ. બેધારિયો લાંબો વાંસ (જોડણીકોષ)

## ૩૭

# જોબનિયાને રાખો

[ ટીપણી ટીપતાં મજૂરો ગાય છે. હે માનવીઓ ! જોબનિયું સાચવીને રાખો. અંતરના ઉલ્લાસને વેડફો ના. ]

§

જોબનિયું આજ આવ્યું ને કાલ્ય જાશે
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૧

જોબનિયાને માથાના અંબોડામાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૨

જોબનિયાને પાઘડીના આંટામાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૩

જોબનિયાને આંખ્યના ઉલાળામાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૪

જોબનિયાને હરખના હિલોળામાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૫

જોબનિયાને હાથની હથેળીમાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૬

જોબનિયાને ઘાઘરાના ઘેરમાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૭

જોબનિયાને પગની પાનીમાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૮

## ૩૮

# રંગમાં લેવાણી જાય

[ ભરવાડ (સ્ત્રી) નું ગતિચકચુર રૂપ-વર્ણન.]

§

ભરવાળા ગામનો ભરવાડિયો, ઓલી ટીંબલાની ભરવાડી
અસોરણ ભરવાડી રે રંગમાં લેવાણી જાય. ૧

ભરવાડયને ઓઢવા ધાબળો રે એની સાંગર લટકતી જાય
અસોરણ ભરવાડી રે, રંગમાં લેવાણી જાય. ૨

ભરવાડયને પે'રણ [1]કુબલાં રે એનાં હુલર હિંચોળા ખાય
અસોરણ ભરવાડી રે, રંગમાં લેવાણી જાય. ૩

ભરવાડયની આંખમાં સોયરો રે, એના નયણાં ઝબકતાં જાય
અસોરણ ભરવાડી રે, રંગમાં લેવાણી જાય. ૪

કાળી અટલસનું કાપડું રે એના કાચ ઝબકતા જાય
અસોરણ ભરવાડી રે, રંગમાં લેવાણી જાય. ૫

ભરવાડયને પે'રવા કળહિયું રે એનાં કાંડાં લળકતાં જાય
અસોરણ ભરવાડી રે, રંગમાં લેવાણી જાય ૬

ભરવાડયને પે'રવા ખાંપિયા રે એના પગ ઘોડલાળા હોય
અસોરણ ભરવાડી રે, રંગમાં લેવાણી જાય. ૭

ભરવાડયના કાનમાં ટોટિયું રે, એની ઝાલું ઝબકતી જાય
અસોરણ ભરવાડી રે, રંગમાં લેવાણી જાય. ૮

---

૧. કુબલા-કાનના ઉપલા ભાગમાં પહેરવાનું રૂપાનું ઘરેણું ભરવાડો પહેરે છે. નીચે ઘણી ઘૂઘરીઓ લટકતી હોય છે.

## ૩૯

# ઘાયલ !

[ કોઈ પ્રેમિક ગોવાળ અરજણિયાને એની પરણેલી પ્રેમિકા ચેતવણી આપતી ને મોહ પામતી સંબોધી રહી છે. ]

§

ચાંદો ઉગ્યો ચોકમાં ઘાયલ ! ચાંદો ઉગ્યો ચોકમાં,
એ લેરીડા ! [1]હરણ્યું આથમી રે હાલાર શેરમાં અરજણીઆ ! ૧

ઝાંપે તારી ઝૂંપડી ઘાયલ રે ઝાંપે તારી ઝૂંપડી,
એ લેરીડા ! આવતાં જાતાંનો [2]નેડો લાગ્યો રે અરજણીઆ ! ૨

ભેસું તારી ભાલમાં ઘાયલ ! રે ભેસું તારી ભાલમાં,
એ લેરીડા ! પાડરૂ પાંચાળમાં ઝોલાં ખાય રે અરજણીઆ ! ૩

ગાયું તારી ગોંદરે ઘાયલ ! રે ગાયું તારી ગોંદરે,
એ લેરીડા ! વાછરૂ વઢીઆરમાં ઝોલાં ખાય રે અરજણીઆ ! ૪

પાવો વગાડય મા ઘાયલ ! રે પાવો વગાડય મા,
એ લેરીડા ! પાવો રે પરણેતર ઘરમાં સાંભળે રે અરજણીઆ ! ૫

ચીતું રે લગાડય મા ઘાયલ ! ચીતું લગાડ મા,
એ લેરીડા ! ચીતું સાસુડી ઘરમાં સાંભળે રે અરજણીઆ ! ૬

અખીઆળું (તારૂં)કડીઉં ઘાયલ ! રે અખીઆળું કડીઉં,
એ લેરીડા ! તેદુનું છાંડેલ અમારૂં કળિયું રે અરજણીઆ ! ૭

---

૧. હરણી નક્ષત્ર ૨. નેડો = નેહડો, સ્નેહ. હાલાર, પાંચાળ, વઢીઆર, એ પ્રદેશોનાં નામ છે.

ખંભે તારે ખેસડો ઘાયલ! રે ખંભે તારે ખેસડો,
એ લેરીડા! તેહનો છાંડેલ અમારો *નેસડો રે અરજણીઆ! ૮

રૂપાળીને મોઇશ મા ઘાયલ! રે રૂપાળીને મોઇશ મા,
એ લેરીડા! રૂપાળી બાલડાં બંધાવશે રે અરજણીઆ! ૯

કુંવારીને મોઇશ મા ઘાયલ! રે કુંવારીને મોઇશ મા,
એ લેરીડા! કુંવારી કોરટું દેખાડશે રે અરજણીઆ! ૧૦

ખોળામાં બાજરી ઘાયલ! રે ખોળામાં બાજરી,
એ લેરીડા! લીલી લીંબડીએ લેવાય હાજરી રે અરજણીઆ! ૧૧

ખોળામાં ખજૂર છે ઘાયલ! રે ખોળામાં ખજૂર છે,
એ લેરીડા! તારા જેવા મારે મજૂર છે રે અરજણીઆ! ૧૨

પાવો વગાડ મા ઘાયલ! રે પાવો વગાડ મા,
એ સેલુડા! પાવો સાંભળીને પ્રાણ વીંધાય રે અરજણીઆ! ૧૩

તારે મારે ઠીક છે ઘાયલ! રે તારે મારે ઠીક છે,
એ લેરીડા! ઠીકને ઠેકાણે વેલો આવજે રે અરજણીઆ! ૧૪

લીલો [1]સાહટીઓ ઘાયલ રે લીલો સાહટીઓ,
એ લેરીડા! લીલે રે સાહટીએ મોજું માણશું રે અરજણીઆ! ૧૫

---

*નેસડો=વનવાસીઓનું નાનું જંગમ ગામડું.

૧ સાહટીઓ=ઉનાળુ જુવારના મોલ. મૂળ શબ્દ 'છાસઠીઓ'=છાસઠ દિવસમાં પાકનારૂં ધાન્ય.

સ્ત્રી પોતાને છેતરીને ચાલ્યા ગયેલા પ્રેમિક પર હૈયાવરાળો કાઢે છે. એને શાપો આપતી જાય છે તે છતાં 'માયાળુ' સંબોધન છોડતી નથી.]

§

ઊંડી તળાવડીનો આરો,
માયાળુ રે ! ઊંડી તળાવડીનો આરો
તારે માથે બંધૂકુંનો ભારો રે માયાળુ ! ૧

મરજે ને માંદો તું તો પડજે
માયાળુ રે! મરજે ને માંદો તું તો પડજે,
તારા જીવનમાં જીવડા રે પડશે રે માયાળુ ! ૨

નોધારી તેં તો મુને રાખી
માયાળુ રે ! નોધારી તેં મુને રાખી,
હું તો વાટલડી જોઇ જોઇ થાકી રે માયાળુ ! ૩

લીલી લીંબડલીનો છાંયો
માયાળુ રે! લીલી લીંબડલીનો છાંયો,
તું તો વચન પાળીને નવ આવ્યો રે માયાળુ ! ૪

તારા તે હાથમાં છતરી
માયાળુ રે! તારા તે હાથમાં છતરી,
તારી છતરી દેખીને વાત પતળી રે માયાળુ ! ૫

તારા ગુંજામાં છે ગોળિયું
મયાળુ રે! તારા ગુંજામાં છે ગોળિયું,
મારે પરણ્યા ધણીની છે હોળિયું રે માયાળુ ! ૬

તારા ખોળામાં છે ખારકું
માયાળુ રે! તારા ખોળામાં છે ખારકું,
તારા રે પંડની છે મારે ઠારકું રે માયાળુ! ૭
તારી તે ડોકમાં છે કંઠી
માયાળુ રે! તારી તે ડોકમાં છે કંઠી,
તારી કંઠી દેખીને વાત વંઠી રે માયાળુ! ૮

## ૪૩

## છેતરપીંડી

[ પનીહારીને એક ગોવાળ મોટી મોટી લાલચો આપીને નસાડી જાય છે. પણ એને ઘેર જઈ જોતાં તો એની સ્થિતિ ઉલટા જ પ્રકારની નીકળી પડે છે. એક તો એ કંગાલ છે, તદુપરાંત એ ગંદો ગોબરો ને અકરાંતીઓ છે! ]

§

જળ રે જમનાનાં પાણી ગ્યાં'તાં તળાવ
એક ઘડો ને બીજો કળશિયો રે લોલ. ૧

× × ×

ચાલો ચાલો રે ગોરી અમારે સાથ,
ફોડો ઘડો ને કરો કાછલાં રે લોલ. ૨
છે છે રે મારે મેડીના મો'લ
ગોખે મેલાવેલ જાળિયાં રે લોલ. ૩
છે છે રે મારે હીંડોળા-ખાટ
ઘૂઘરીઆળાં ગાદલાં રે લોલ. ૪

છે છે રે મારે ભેંસ્યું બે ચાર
પડયાં તે પાડરૂ ઉછરે રે લોલ. ૫

છે છે રે મારે ગાયું બે ચાર
વાડામાં વાછરૂ ઉછરે રે લોલ. ૬

છે છે રે મારે ઘોડાં બે ચાર
ધમ્મળ વછેરાં ઉછરે રે લોલ. ૭

× × ×

ચારે ચારે રે પીટયો ગામનાં ઢોર
સાંજે લાવે શેર કોદરો રે લોલ. ૮

દળજો દળજો રે ગોરી ઝીણેરો લોટ
તેની રાંધો આછી રાબડી રે લોલ. ૯

ખાય ખાય રે રોયો કુંડાં બે ચાર
કોણીએ તે રેલા ઉતર્યા રે..લોલ. ૧૦

બાળ્ય બાળ્ય રે રોયા તારાં લખણ
ગોવાળી સાથ નવ પરણીએં રે લોલ. ૧૧

## ૪૪

## વણઝારા વાલ્યમને

તારાં દેશમાં આંબા આંબલી રે,
વણઝારા વાલ્યમ લોલ,
મારા દેશમાં ધોળી દ્રાખ છે,
નાનકડા નાયક લોલ. ૧

તારે ખાવા ઘઉં બાજરા રે,
વણઝારા વાલ્યમ લોલ.
મારે ખાવા ટાઢા ટૂકડા રે,
નાનકડા નાયક લોલ. ૨

તારે રે'વા મંદર માળિયાં રે
વણઝારા વાલ્યમ લોલ,
મારે છે તૂટેલ છાપરાં રે,
નાનકડા નાયક લોલ. ૩

તારે સૂવા છે ઢોલીઆ રે
વણઝારા વાલ્યમ લોલ,
મારે છે તુટલ ખાટલી રે
નાનકડા નાયક લોલ. ૪

પોઠય હાલી ગુજરાતમાં રે
વણઝારા વાલ્યમ લોલ.
અમને મેલ્યાં એકલા રે
નાનકડા નાયક લોલ. ૫

## ૪૫

## વાણિયાણ મારવાડી

[ મોરબીની વાણિયાણની વીર-વાણીની સામે મૂકવા જેવું ગીત. ]

§

ઊંચી વાણિયાણ કેડે પાતળી રે વાણિયાણ મારવાડી
કેડે ભમરિયો વાંક વાણિયાણ મારવાડી. ૧

રાજા તે ધોવે ધોતિયાં રે વાણિયાણ મારવાડી
વાણિયાણ પાણીડાંની હાર વાણિયાણ મારવાડી. ૨

રાજાએ નાખી કુંકરી રે વાણિયાણ મારવાડી
વાગી વાણિયાણી [1]લેલાડ વાણિયાણ મારવાડી. ૩

હીરકોરી ધોતિયાં ફાડિયાં રે વાણિયાણ મારવાડી
પાટો બાંધ્યો લેલાડ વાણિયાણ મારવાડી. ૪

વાણિયાણને આવ્યો ખેટડો રે વાણિયાણ મારવાડી
રાજા હુલાવા જાય વાણિયાણ મારવાડી. ૫

વાણિયે ઉચાળા ભરિયા રે વાણિયાણ મારવાડી
રાજા મનાવા જાય વાણિયાણ મારવાડી. ૬

રો' તો આલું બંટી બાજરો રે વાણિયાણ મારવાડી
આલું ભગરડી ભેંસ વાણિયાણ મારવાડી. ૭

રો' તો આલું મંદર માળિયાં રે વાણિયાણ મારવાડી
આલું હીંડોળા ખાટ વાણિયાણ મારવાડી. ૮

ખોયાં બંધાવું ખીનખાબનાં રે વાણિયાણ મારવાડી
પારણાં રતન—જડાવ વાણિયાણ મારવાડી. ૯

---

૧ લેલાડ-લલાટ

## ૪૬

## લાલ જોગીડા

[ આ ચાર ગીતોમાં બાવા ને ફકીર વેશે આવતા માણસોના પ્રેમમાં ફસાતી સ્ત્રીઓની મનોદશા આલેખાઈ છે. ]

૬

જોગીડી આંખીઆં લાલ લાલ જોગીડા,
ભભૂતે ભરાણી તારી આંખ લાલ જોગીડા.
માળીની શેરીએ ચ્યાં'તાં લાલ જોગીડા,
ગજરેડા ગોટા લઈ આવ્યા લાલ જોગીડા. ૧

જોગીડી આંખીઆં લાલ લાલ જોગીડા,
ભભૂતે ભરાણી તારી આંખ લાલ જોગીડા.
વાણીડાની શેરીએ ચ્યાં'તાં લાલ જોગીડા,
ચૂંદડીડા જોટા લઈ આવ્યા લાલ જોગીડા. ૨

જોગીડી આંખીઆં લાલ લાલ જોગીડા,
ભભૂતે ભરાણી તારી આંખ લાલ જોગીડા.
સોનીડી શેરીએ ચ્યાં'તાં લાલ જોગીડા,
ઝુમણેડા જોટા લઈ આવ્યા લાલ જોગીડા. ૩

જોગીડી આંખીઆં લાલ લાલ જોગીડા,
ભભૂતે ભરાણી તારી આંખ લાલ જોગીડા.
મણિયારની શેરીએ ચ્યાં'તાં લાલ જોગીડા,
ચૂડલેડા જોટા લઈ આવ્યા લાલ જોગીડા. ૪

જોગીડી આંખીઆં લાલ લાલ જોગીડા,
ભભૂતે ભરાણી તારી આંખ લાલ જોગીડા.

૪૭

## વાંસળીના વશીકણ

વનમાં વગાડે જોગી વાંસળી રે લોલ,
વનમાં વગાડે બાવો વાંસળી રે લોલ;
દળતાં દળતાં રે મેં તો સાંભળ્યું રે લોલ. ૧

દળણું મેલ્યું ઘંટીએ ઝૂલતું રે લોલ,
દળણું મેલ્યું ઘંટીએ ઝૂલતું રે લોલ;
છોકરાં મેલ્યાં ઘરને બારણે રે લોલ. ૨

ચોરે બેઠું બાવલીઆ કોણ છે રે લોલ,
ચોરે બેઠું બાવલીઆ કોણ છે રે લોલ;
મારો પત્યા ને તારો સાસરો રે લોલ. ૩

હળવી હાંકયે જોગીડા સાંઢડી રે લોલ,
હળવી હાંકયે બાવલીઆ સાંઢડી રે લોલ;
પીંડીએ છોલાય મારાં ત્રાજવાં રે લોલ. ૪

ચોરે બેઠો બાવલીઆ કોણ છે રે લોલ,
ચોરે બેઠો બાવલીઆ કોણ છે રે લોલ;
મારો બાંધવ ને તારો જેઠ છે રે લોલ. ૫

માચીએ બેઠું બાવલીઆ કોણ છે રે લોલ,
માચીએ બેઠું બાવલીઆ કોણ છે રે લોલ;
મારી માતા ને તારી સાસુડી રે લોલ. ૬

ગેડી રમે બાવલીઆ કોણ છે રે લોલ,
ગેડી રમે બાવલીઆ કોણ છે રે લોલ;
મારો બાંધવ ને તારો દેર છે રે લોલ. ૭

## ૪૮

# તુંબડી કામણગારી

તુંબડી કામણગારી
જોગીડા તારી તુંબડી કામણગારી. ૧

તારી તે તુંબડીનાં જળ છે મીઠાં
જળ દેખીને તરસ લાગી;
જોગીડા તારી તુંબડી કામણગારી. ૨

તારી ઝોળી દેખીને ભૂખ લાગી
જોગીડા તારી તુંબડી કામણગારી ૩

તારો હોકો દેખીને હડી કાઢી
જોગીડા તારી તુંબડી કામણગારી. ૪

તારી ચલમ દેખીને સટ તાણી
જોગીડા તારી તુંબડી કામણગારી. ૫

તારી ભભૂત દેખીને ભાન ભૂલી
જોગીડા તારી તુંબડી કામણગારી. ૬

## ૪૯

# બાવો લીલાગર લાવ્યો

[ ઘરની સ્ત્રીઓ પુત્રીઓને વેચીને પણ ભાંગ પીનાર બાવાનું ઝડપી ચિત્ર: છોકરીઓ મોળાકતના પર્વમાં નીચેના ચાર ગાય છે. ]

લીલી ટોપી ને બાવો લીલાગર લાવ્યો.
મોતડી વેચીને બાવો લીલાગર લાવ્યો.
મણુકી સાંધણુમાં મેલી બાવલીઆ–લીલી ટોપી. ૧
મોંઘી વેચીને બાવો લીલાગર લાવ્યો,
મગડી સાંધણુમાં મેલી બાવલીઆ !–લીલી ટોપી. ૨

૫૦

## જોગી ઉતર્યો

જાંબુડેથી જોગી ઊતર્યો, હાથમાં લાલ ગેડી રે
પરણું તો ઓલી મધુડીને પરણું
નકર રઉં કુંવારો રે.
ખાઉં તો મોતૈયા લાડુ
નકર રઉં ભૂખ્યો રે.
બેસું તો હું વડલાને છાંયે
નકર રઉં તડકે રે.
પીઉં તો ગંગાજળ પાણી
નકર રઉં તરસ્યો રે.

૫૧

## ફકીરને દરવાજે

ચાર ચાર જોતર ફરે ફકીરને દરવાજે
મંગુડી પાણી હાલી ફકીરને દરવાજે

રામલે છેડો ઝાલ્યો ફકીરને દરવાજે
મેલ મેલ મારા રોયા ! ફકીરને દરવાજે
ગામમાં હાલવું જોશે ફકીરને દરવાજે

## ૫૨

## માલૂડી

સામે ખીજડે માળો છોડી માલૂડી રે
ન્યાં કોણ કોણ ખીજડે જાશે છોડી માલૂડી રે
ન્યાં નાનીઓ ખીજડે જાશે છોડી માલૂડી રે
ન્યાં મણકી ભાત જાશે છોડી માલૂડી રે
સમુડી પાણી ન જૈશ, દેડકો તાણી જાશે રે
દેડકાની તાણી શે જૈશ, ચીકલો ઝીલી લેશે રે

## ૫૩

## અપહરણ

[ ઠગાયેલી ફસાયેલી સ્ત્રીનું શરીર જીવતું કામીને હાથ ન પડ્યું. ]

§

નણંદ ભોજાઈ પાણી ચાલ્યાં જો લીલાવરણી
પાળે પરદેશી ઊતર્યો જો લીલાવરણી ૧
ભોજાઈ તમારો વીરો જો લીલાવરણી
નણદી નૈ મારો વીરો જો લીલાવરણી ૨
મારો વીરો ગાલે ગોરો જો લીલાવરણી
એની કેડ્યે કંદોરો જો લીલાવરણી ૩

તમારે વીરે કાશીએ જઈ આવ્યા જો લીલાવરણી
કાશીએ કાળા થૈ આવ્યા જો લીલાવરણી ૪

રોતાં કકળતાં ચાલ્યાં જો લીલાવરણી
વીરા ! નૈ આપણા મારગ જો લીલાવરણી
મારગ ફરી પડાવ્યા જો લીલાવરણી ૫

રોતાં કકળતાં ચાલ્યાં જો લીલાવરણી
વીરા નૈ આપણી વાડિયું જો લીલાવરણી
વાડિયું ફરી વવરાવી જો લીલાવરણી ૬

રોતાં કકળતાં ચાલ્યાં જો લીલાવરણી
વીરા નૈ આપણા ઝાંપા જો લીલાવરણી
ઝાંપા ફરી ચણાવ્યા જો લીલાવરણી ૭

રોતાં કકળતાં ચાલ્યાં જો લીલાવરણી
ચોરે દાદોજી બેઠા જો લીલાવરણી ૮

બાઈ તું કેને કે'છ દાદો જો લીલાવરણી
હું તો તારલો સસરો જો લીલાવરણી ૯

સાંગામાચીએ માતા જો લીલાવરણી
બાઈ તું કેને કે'છ માતા જો લીલાવરણી
હું તો તારલી સાસુ જો, લીલાવરણી ૧૦

ઢીંગલે પોતીએ રમે બેની જો લીલાવરણી
બાઇ તું કેને કે'છ બેની જો લીલાવરણી
હું તો તારલી નણદી જો લીલાવરણી ૧૧

સામે વીરોજી બેઠા જો લીલાવરણી
બાઈ તું કેને કે'છ વીરો જો લીલાવરણી
હું તો તારલો પરણ્યો જો લીલાવરણી ૧૨
ચડપ ચોટલો ઝાલ્યો જો લીલાવરણી
હાથમાં દાભડો આવ્યો જો લીલાવરણી ૧૩

## ૫૪

## અદડી ને હરિસંગ

કોરા કાચનું બેડું અદડીને
કોરા કાચનું બેડું જો.
સોવર પાણી હાલી અદડી
સોવર-પાણી હાલી જો. ૧
ઘોડાં પાવા આવે હરિસંગ
ઘોડાં પાવા આવે જો.
બેડલીઆં ચડાવે હરિસંગ
બેલડીઆં ચડાવે જો. ૨
તારા બેડાંનો નેડો લાગ્યો રે અદડી!
તારા બેડાંનો નેડો લાગ્યો જો.
હાલ્યને ભાગી જાયેં હરિસંગ
હાલ્યને ભાગી જાયેં જો. ૩
અડધાના લાડવા લીધા હરિસંગ
અડધાના લાડવા લીધા જો.

પાળે બેસી ખાધા અદડી ભેળા
પાળે બેસી ખાધા અદડી ભેળા જો. ૪

હવે તરસ્યું લાગી હરિસંગ
હવે તરસ્યું લાગી જો. ૫

વેળુમાં વીરડા ગાળ્યા હરિસંગ
વેળુમાં વીરડા ગાળ્યા જો.
ખોબલે પાણી પીધાં હરિસંગ
ખોબલે પાણી પીધાં જો. ૬

હવે તડકા લાગ્યા હરિસંગ
હવે તડકા લાગ્યા જો.
તારી છતરીના છાંયા હરિસંગ
તારી છતરીના છાંયા જો. ૭

૫૫

## 'ફૂયલનો' ને 'મામાની'

[ ફૂયલનો = ફૈબાનો પુત્ર. મામાની = મામાની પુત્રી, અર્થાત વર ને વહુ. અમુક કોમોમાં મામા ફૂઇનાં પરણે છે. માલધારી વરવહુ વચ્ચે ગરીબીનો પ્રસંગ. ]

§

ગરમાં ગ્યું'તું રે માદ્દડું ગરમાં ગ્યું'તું
કાપડું ફાટ્યું રે ફૂયલના ! કાપડું ફાટયું,
થીગડાં નાખી પેર્ય મામાની ! ખરચી ખૂટી.
ખરચી ખૂટી રે મામાની ! ખરચી ખૂટી
પેરવું હોય તો પેર્ય મામાની ! દોસતી તૂટી. ૧

ઓઢણું ફાટયું રે ફૂલના! ઓઢણું ફાટયું,
થીગડાં નાખી પેર્ય મામાની! ખરચી ખૂટી–ખરચી ખૂટી રે. ૨

ઘાઘરો ફાટયો રે ફૂલના! ઘાઘરો ફાટયો
થીગડાં નાખી પેર્ય, મામાની! ખરચી ખૂટી.–ખરચી ખૂટી રે. ૩

૫૬

## ક્યાંથી !

ઊની ઊની દાળ મારી ચડતી ગલાલી,
શોકડીએ સાયબાને ઘેર્યો ગલાલી. ૧

મારા સાયબની મોજડી ગલાલી,
તે તારી ઓસરીએ ક્યાંથી ગલાલી! ૨

મારા સાયબનો રેંટો ગલાલી,
તે તારે ઢોલીએ ક્યાંથી ગલાલી! ૩

મારા સાયબની વીંટી ગલાલી,
તે તારી આંગળીએ ક્યાંથી ગલાલી! ૪

મારા સાયબની પોંચી ગલાલી,
તે તારા હાથમાં ક્યાંથી ગલાલી! ૫

૫૭

## પાડોશણ

તેં સૂતેલા સ્વામીને જગાડયો, તેં તો મારા પિયુને જગાડયો,
પાડોશણ મોરચો લગાડયો. ૧

ડેલીએથી ડંકો વગાડયો, મેડીએથી મોરચો લગાડયો,
પાડોશણ છેલને જગાડયો—તેં સૂતેલા૦ ૨

છેલ સાટુ ઉતારા મગાવો, પિયુ સાટુ બેઠકું મગાવો,
પાડોશણ છેલને જગાડયો—તેં સૂતેલા૦ ૩

છેલ સાટુ દાતણીઆં મગાવો, પિયુ સાટુ ઝારીયું મગાવો,
પાડોશણ છેલને જગાડયો—તેં સૂતેલા૦ ૪

છેલ સાટુ નાવણુ મગાવો, પિયુ સાટુ કૂંડીયું મગાવો,
પાડોશણ છેલને જગાડયો—તેં સૂતેલા૦ ૫

## ૫૮

## જુઠડા સમ

[ પતિના આચરણ પર સ્ત્રીને સંદેહ ઉપજી ચૂકયો છે. બેવફા સ્વામી જૂઠા સોગંદ ખાઈ 'તમે મને વ્હાલા'ની પ્રતીતિ કરાવવા મથે છે. એ કુપંથે વળેલાને ચતુર ગૃહિણી નિર્મળ ગૃહજીવનની સાચી રસિકતાનો ખ્યાલ આપીને-બન્ને જીવન વચ્ચેનો વિરોધ બતાવીને પાછો વાળવા મથે છે. ]

§

તમારા સમ જો તમે મને વાલાં !
જૂઠડા સમ શીદ ખાવછો જી
તમારું મન માને ત્યાં જાવ છો. ૧.

આવા તે રૂડા ઓરડા મેલીને
છાપરામાં સૂવા જાવ છો જી—તમારું મન૦ ૨.

'આવાં તે રૂડાં દાતણ મેલીને
આવળ બોરડી ચાવવા જાવ છો જી—તમારું મન૦ ૩.'
આવાં તે રૂડાં નાવણ મેલીને
ખાડે ખાબોચીએ નાવછો જી—તમારું મન૦ ૪.'
આવાં તે રૂડાં ભોજન મેલીને
ટાઢા ટુકડા ખાવા જાવ છો જી—તમારું મન૦ ૫.
આવાં તે રૂડાં પોઢણ મેલીને
ટૂટેલ ખાટલે સૂવા જાવ છો જી—તમારું મન૦ ૬.

## ૫૯

## લોભે લક્ષણ જાય

[ બરડામાં ગવાતું ]

§

તારું સુંદર મુખ દેખાડ,
મને ભામો લાગ્યો છે. ૧.

મને ભામો લાગ્યો રે કે
મારે નેણલે લાગ્યો રે
તારા ઝાંઝરનો ઝમકાર,
મારે હૈડે લાગ્યો છે. ૨.

(રાગ બદલાય છે)

સાચું બોલો સુંદર શામ, તમારું કોઈ ન લિયે નામ,
તમે કિયાં રિયા'તા રાત, તમારે કેનો હતો સાથ;
અમે વનમાં રિયા'તા રાત, અમારે વનમાળીનો સાથ. ૩

પાંભડી કયાં વિસારી આવ્યા, કેનીક ધાબળ ઢરડી લાવ્યા,
પાંભડી અદલાબદલી થાય, તમારાં લોભે લક્ષણ જાય. ૪
વાંસળી કયાં વિસારી આવ્યા, કેનુંક વેલણ ફૂટી લાવ્યા,
વાંસળી અદલાબદલી થાય, તમારાં લોભે લક્ષણ જાય. ૫
ચાખડી કયાં વિસારી આવ્યા, કેનાંક ખાસડ ફૂટી લાવ્યા,
ચાખડી અદલાબદલી થાય, તમારાં લોભે લક્ષણ જાય. ૬
તમે કિયાં રિયા'તા રાત, તમારે કેનો હતો સાથ,
અમે વનમાં રિયા'તા રાત, અમારે ગોપીયુંનો હતો સાથ. ૭

[ ગોહિલવાડમાં ગવાતો પાઠ ]

§

મારા છેલ છબીલા કાન, તમને હજુ ન આવી ભાન,
વાંસળી કયાં મૂકીને આવ્યા, કોઈનું વેલણ ઝાલી લાવ્યા. ૧
મારા છેલ છબીલા કાન, તમને હજી ન આવી ભાન,
પામરી કયાં મૂકીને આવ્યાં, કોઇની ધાબળ ઓઢી લાવ્યા. ૨
તમને કઈ મળી'તી ઘેલી, ઘર ભુલાવી દીધું મેલી,
મારા છેલ છબીલા કાન, તમને હજી ન આવી ભાન. ૩

૬૦

## ભાનભૂલી

[ પ્રણયમાં ભાન ભૂલવાનો ચિતાર છે. શુદ્ધબુદ્ધ ભૂલેલી પ્રેમિકા પાણી ભરવા જાય છે પણ ઘડો ભૂલીને : પછી ગળણામાં પાણી

ભરવા મથે છે. ગાય દોવા બેસે છે પણ તાંબડી ભૂલી જાય છે. પછી ખોળામાં જ દોહે છે એટલે સાળુ ભીંજાય છે. દોહ્યા પછી વાછરડાને બદલે પોતાના બાળકને જ ખીલે બાંધી બેસે છે. છાસ વલોવવા બેસે છે તો દહીંને બદલે ઘી ગોળીમાં રેડે છે. મહી વલોવવાનાં નેતરાં (દોરડાં) વડે રવાઈને બાંધવાને બદલે પતિને થાંભલી સાથે બાંધી વાળે છે વગેરે. ]

§

મારા વા'લાના વનમાંય, વાગે રૂડી વાંસલડી
હું તો ઘેલી ફરું ઘરમાંય કોણે ભીડી સાંકળડી,

કુંભ વન્યા જળ ભરવા ચાલી,
શિર પર મેલી ઈંઢોણી રે;
ગળણું લઈ જળ ભરવા બેઠી,
ઘરની શુધ બુધ ભૂલી રે વાગે રૂડી વાંસલડી
—મારા વા'લાના૦ ૧

ગોણીઆ વન્યા ગા' દોવા બેઠી,
સાડી ભીંજાણી નવ જાણી રે,
વાછરડું વાળંતાં વહુએ
બાળક બાંધ્યાં તાણી રે વાગે રૂડી વાંસલડી
—મારા વા'લાના૦ ૨

ઘી તાવીને છાશમાં રેડયાં,
દૂધમાં રેડયાં પાણી રે
નેતરું લઈ નાહોલીઓ બાંધ્યો,
ઘરનો ધણી નવ જાણ્યો રે વાગે રૂડી વાંસલડી
—મારા વા'લાના૦ ૩

વાસણ વન્યાનાં ભોજન પીરસ્યાં,
મોદકમાં મરચાં ભેળ્યાં રે;
સાકર વડીનાં શાક વઘાર્યાં,
સેવમાં સૂંઠ જ ભેળી રે વાગે રૂડી વાંસલડી
—મારા વા'લાના૦ ૪

સાસુ કે' વહુને વેંતર વળગ્યું,
ઓસડિયાં ઉતરાવો રે;
દેર કહે ભોજાઇને બાંધો,
સાન કરી સમજાવો રે વાગે રૂડી વાંસલડી
—મારા વા'લાના૦ ૫

## ૬૧

## અલબેલાજી

અમે આવ્યાં તમારે આશરે અલબેલાજી.
અમે શું રે કરીએ જઇ સાસરે અલબેલાજી. ૧

વાલા સાસરિયાં સંતાપશે અલબેલાજી.
અમને અવળો ધંધો આપશે અલબેલાજી. ૨

હું તો બીવરાવી બીની નથી અલબેલાજી,
હું તો ઓશિયાળી કોઇની નથી અલબેલાજી. ૩

હું તો ઓશિયાળી પ્રભુ તમ તણી અલબેલાજી,
મારે માથે છે તમ જેવો ધણી અલબેલાજી. ૪

હીરો લાગ્યો અમારા હાથમાં અલબેલાજી.
તમે શોભો સૈયરના સાથમાં અલબેલાજી. ૫

કાજળ દીસે છે તારી આંખમાં અલબેલાજી,
તું તો નેણુંની ચોટું નાખ્ય મા અલબેલાજી. ૬

આળ નો કરો કાના એવડી અલબેલાજી,
હું તો નથી તમારા જેવડી અલબેલાજી. ૭

મને રોકી જમૂના ઘાટમાં અલબેલાજી.
મારાં મહી છલકાશે વાટમાં અલબેલાજી. ૮

## ૬૨

## અધઘડી

અગર ચંદણનો રે હો ઓટો,
વા'લે મારે નાખ્યો ફૂલનો ગોટો
અધઘડી ઊભલા રે હો રે'જો,
ઊભલા ઉતારા કરતા જાજો.
એ શું બોલ્યાં રે હો ગોપી,
તેં તો મારી સઘળી લાજું લોપી—અગર. ૧

અધઘડી ઉભલા રે હો રે'જો,
ઊભલા દાતણ કરતા જાજો.
એ શું બોલ્યાં રે હો ગોપી,
તેં તો મારી સઘળી લાજું લોપી—અગર. ૨

૬૩

## દુલડી કોને દીધી ?

[ ગળાનું એક ઘરેણું બાળા કૃષ્ણે કોને દીધું છે તેની રસિક કથા.]

§

તારી દુલડી કયાં છે કાન,
જશોદા પૂછે છે.
તું મારી પાસે માન
કારણ શું છે રે.

ઘણા ઘણેરા ગરથ ખરચીને નંગ ઘડાવું અનોપ રે,
હેતે કરીને તારે હૈયે ધરાવું, શામળીઆ સુજાણ
તારી દુલડી કયાં છે કાન. ૧

કોને ઘરે તું રમવા ગ્યો'તો કોણ હતું તુજ પાસ રે,
કંઠેથી શા માટે છોડી, શામળીઆ સુજાણ
તારી દુલડી કયાં છે કાન. ૨

સૌ સખીયુંને ભેગી કરીને પૂછે જશોદા માડી રે,
દુલડી ખોવાણી મારા ગિરધર કરથી તમથી નથી અજાણી
તારી દુલડી કયાં છે કાન. ૩

મરકીને મોહનજી બોલ્યા, સાંભળો જશોદા માત રે,
વાત કરતાં લાજું છું, તમે મેલો લીધી વાત
તારી દુલડી કયાં છે કાન. ૪

એકજ ગોપી ગોરે વાને નાની ને લટકાળ રે,
તેની સાથે મારે પ્રીત બંધાણી, હસીહસી મુજને બોલાવે
મેં દુલડી દીધી છે. ૫

મારું મન થિયું રળીઆત
દુલડી દીધી છે,
તમે જુવોને મારે હાથ
પોંચી લીધી છે! ૬

વેણામાં વેલેરી ઊઠીને ઊને જળે નવરાવે રે,
એનાં આભૂષણ મુજને માડી દરપણ લઇ પે'રાવે
મેં દુલડી દીધી છે. ૭

તેલ ફૂલેલ સુગંધી લૈને મારે મસ્તક સારે રે,
કનક કાંચકી કરમાં લૈને હળવે હળવે ઓળે
મેં દુલડી દીધી છે. ૮

ચોરસ મારી ચોટી ગૂંથે, સુંદરી કેશ સમારે રે,
એનાં ઘરેણાં મુજને પેરાવે, કેશર તિલક તાણે
મેં દુલડી દીધી છે. ૯

ફૂલવાડીએથી ફૂલ મગાવે, હાર ગજરા ગૂંથાવે રે,
ગજરા મારે કાને છવરાવે, કંઠે હાર પે'રાવે
મેં દુલડી દીધી છે. ૧૦

હીંડોળામાં ફૂલ પથરાવીને માંહી મને પોઢાડે રે,
હીરલા-દોરી કરમાં લૈને, હળવે દોરી તાણે
મેં દુલડી દીધી છે. ૧૧

સાવ સોનાનો પલંગ ઢળાવે ગાદી તકીઆ બિછાવે રે
પ્રીત કરી મુજને પોઢાડે, ચરણ કમળ તળાસે
મેં દુલડી દીધી છે. ૧૨

શિવ બ્રહ્માદિક પાર ન પામે વેદજ કહી કહી હાર્યા રે,
વશ કીધો મને વ્રજ સુંદરીએ હીરની દોરીએ છાયા
મેં દુલડી દીધી છે. ૧૩

૬૪

## ચંદ્રાવળી

[ચંદ્રાવળી નામની ગોપ-નારીને કૃષ્ણ સ્ત્રીવેશે ભોળવે છે, એની બહેન બનીને એને ફસાવી આવે છે, તેની આ વિલક્ષણ કથા છે.]

§

માથે મટુકી ને મહીડાંની ગોળી,
મહીડાં વેચે ચંદ્રાવળી રે;
વેચન્તી સાટન્તી પ્રોળમાં પેઠી,
કાનુડો છેડલો ઘેરી રિયો રે. ૧

મેલો મેલો કાનુડા છેડલો અમારો,
અમ ઘેર સસરો રીસાળવા રે;
તમારા સસરાને બીજી વઉવારૂ અણાવું,
તમ પે રૂપે આગળાં રે. ૨

છેડલો વછોડી ચંદ્રાવળ નાઠી,
કાનાને મોઢડે મશ ઢળી રે;
ટૂટ મૂટ ખાટલી ઘોડહારમાં સૂતો,
પૂછે જશોદા માવડી રે. ૩

કેણે કુંવર તમને ગાળ જ દીધી?
કેણે કુંવર તમને દૂભવ્યા રે?
નથી રે માતાજી મને ગાળજ દીધી,
નથી રે માડી મને દૂભવ્યો રે. ૪

મારાં માતાજી, પેટડામાં દુઃખે,
વૈદું જાણે ચંદ્રાવળી રે;
પડતાં આખડતાં જશોદાજી આવ્યાં
ક્યાં રે ચંદ્રાવળના ઓરડા રે. ૫

ચંદ્રાવળની સાસુ બેઠાં દાતણ ડોળે,
ઊભાં ચંદ્રાવળ ઢોળે વાયરો રે;
કુંવર કાનુડાને પેટમાં દુઃખે,
જાણો ચંદ્રાવળ ગોરડી રે. ૬

આક ધતુરો ને એળીઆની ગોળી
ઘોળી ઘોળી પાવ માડી! કાનને રે,
પડતાં આખડતાં જશોદા રે આવ્યાં,
*અવળાં ઓસડ માને ચીંધીઆં રે! ૭

ચાલો મોરી માતા દોશી–હાટે જાયેં,
ચૂંદડી મૂલવીએ મોંઘા મૂલની રે;
ચાલો મોરી માતા ! સોની હાટ જાયેં,
ઝૂમણું મૂલવીએ મોંઘા મૂલનાં રે. ૮

ચાલો મોરી માતા! મણીઆર–હાટે જાયેં,
ચૂડલો મૂલવીએ સવા લાખનો રે;
ચાલો મોરી માતા ! સરાયાં–હાટ જાયેં
ચાંદલો મૂલવીએ સવા લાખનો રે. ૯

ચાલો મોરી માતા! મોચી–હાટે જાયેં,
મોજડી મૂલવીએ મોંઘા મૂલની રે;
ચાંદલો ચોડયો ને ચૂંદડી ઓઢી,
મોજડીનો મચકો કર્યો રે. ૧૦

ઓઢી પે'રીને કાને વાટ જ લીધી,
જઇ ઊભા પાણીઆરી-શેરડે રે;
બાઈ રે પાણીઆરી, બેન પાણીઆરી
કિયા રે ચંદ્રાવળના ઓરડા રે. ૧૧

*પાઠ ૨ : ઓસડ બતાવ્યું કડવો એળીઓ રે"

[1]ઊગમણા ઓરડા ને આથમણી ડેલી,
આંગણીએ મોરલા મોતી ચરે રે;
ટીંડે ટીંડોરાં ને ગોખે પારેવાં,
ઇ રે ચંદ્રાવળના ઓરડા રે. ૧૨

[2]સાસુ ને વહુ બે વલોણું વલોવે,
બા'ર આવો, વહુની બેન આવ્યાં રે;
નથી રે કાકાની ને નથી રે મામાની
નથી મારે માડીજાઇ બેનડી રે. ૧૩

તમે રે હતાં બેની તમારે સાસરે,
વાંસે જલમીને અમે ઉઝરીઆં રે;
અમારી બેની હોય તો અમ સરખાં ઊજળાં
અમે રે ગોરાં ને તમે શામળાં રે.

---

૧ પાઠાન્તરો: (૧) ઘૂઘરીઆળો ઝાંપો ને સાંકળીઆળી વાડ્યું
(૨) ઓકળીઆળા ઓરડા ને સુખડ કમાડ રે

૨ બરડાનો પાઠ:

'સોનલાની ગોળી ને રૂપાનો રવાયો,
મહીડાં વલોવે ચંદ્રાવળી;
મહીડાં ફેરન્તાં બેની કેમ નથી બોલતાં,
આપણે છૈયે બે બેનડી!
નથી રે અટમ મારે નથી રે કટમ રે,
નથી મારે માજણી બેનડી!
નથી રે મામા ને નથી રે મોસાળીઆં,
નથી મારે ફૈબાની દીકરી!

૩તમારી વેળાએ માએ દૂધ સાકર સેવ્યાં
અમ વેળા સેવ્યાં કાળાં જાંબુડાં. રે ૧૪

પીતળ લોટા જળે ભર્યા બેની બા,
ઊઠો મારી બેની દાતણ કરો રે;
તમારી સાસુને બેની દાતણ કરાવો,
આપણે કરશું એ બેનડી રે.
દાતણ કરે ને ઈ તો ચીર ઊડાડે.
આ રે સરગટ જાણે પુરષની રે. ૧૫

ત્રાંબા ને કુંડી જળેભરી બેનબા,
ઊઠો મારી બેનબા નાવણ કરો રે;
તમારી સાસુને બેની નાવણ કરાવો,
આપણે કરશું બે બેનડી રે.
નાવણ કરે ને ઇ તો નીર ઊડાડે
બધી રે સરગટ જાણે પુરષની રે. ૧૬

---

૩ (૧) ગોહિલવાડી પાઠ:
તમારી વેળાએ માએ દૂધ સાકર પીધી
'અમ વેળા સુંધી કાળી રાબડી રે.
(૨) ગોહિલવાડી બીજો પાઠ:
'તમારી વેળાએ માએ છાંયા રે સેવ્યા,
અમારી વેળાએ બાળ્યાં કાળજાં જો!
(૩) તમારી વેળાએ માએ ફૂલડાં રે સેવ્યાં,
ફૂલ રે સરીખાં તમે ઊજળાં રે;
અમારી વેળાએ માએ લવીંગ જ સેવ્યાં,
લવીંગ સરીખાં અમે શામળાં રે.

ચલાણે તે ચોળ્યાં ચુરમાં બેની બા,
ઊઠો મોરી બેની ભોજન કરો રે;
ભોજન કરે ને ઇ તો કોળીઆ ઊડાડે,
બધી રે સરગટ જાણી પુરપની રે! ૧૭

લવીંગ સોપારી ને એળચી બેની બા!
ઊઠો મારી બેની મુખવાસ કરો રે;
મુખવાસ કરે ને ઇ તો એલચી ઊડાડે,
બધી રે સરગટ જાણે પુરપની રે! ૧૮

[1]ઢીંચણ સામો ઢોલીઓ બેની બા!
ઊઠો મારી બેન પોઢણ કરો રે;
[2]તમે સુવાડો પેલાં છોરૂ ને વાછરૂ,
પછી સુયેં આપણ બે બેનડી રે. ૧૯

× × ×

બાર બાર મહિનાની રાતડી કીધી,
પાંચ મહિનાનાં પરોઢીઆં રે.

---

૧ બરડાંનો પાઠ—
તમારા સસરાને બેન બાઈ! ડેલીએ સુવરાવો,
આપણે બે બેન્યું એકલી.

૨ તમારા પરણ્યાને બેની! મેડીએ સુવરાવો,
આપણે ને બે બેન્યું એકલી.
તમારાં છોરૂને બેની પારણીએ પોઢાડો
આપણે ને બે બેન્યું એકલી.

કાઢી કટારી ને ભાંગી સોપારી,
લ્યોને ગોરાંદે મુખવાસ કરો રે ! ૨૦

× × ×

ગાયું ને ભેંસું કરે રે હીંહોરા,
રખે ને કાને મને છેતરી રે !

ફટ રે કાનુડા ફટ રે ગોઝારા !
છળ રે કરીને મને છેતરી રે ! ૨૧

સુરજ ઊગે તો સોને મઢાવું
કૂકડો બોલે તો પાળું પાંજરે રે.

સૂરજ ઊગે તો આખો રે ગળું,
કૂકડો બોલે તો વાઢું ચાંચડી રે. ૨૨

## ૬૫

## કણબણ કડવલી

[ કડવી કણબણના નિર્દેશ વાળા આ ત્રણ રાસડા ગવાય છે. એમાં તો એના ધણીનો રણછોડ નામે ઉલ્લેખ છે. એક રાસડામાં કડવીએ હનુભાઈ ગરાસીઆનું ઘર માંડ્યાની ને બીજામાં એક બાવા સાથે નાસી ગયાની વાત છે. એકમાં એણે ધણીને ઝેર 'ખવરાવ્યું' એવું, ને બીજામાં એને જ પકડીને મારી નાખ્યાનું વર્ણન છે. લોકગીતોમાં પાત્રોનાં ને સ્થાનોનાં નામ આવે તેને વિશ્વાસપાત્ર માનવા જેવું નથી, એ નામો તો ગીતો ગાનારાઓ પોત પોતાના પ્રદેશની કોઈ સાચી ખોટી ઘટનામાંથી પણ મૂકી દે છે.]

ઉગમણા ઓરડા કડવીને નવ ગમ્યા રે,
ખપેડાબંધ ખોરડે મનડાં મોયાં રે
રણમાં રોળી રે કણબણ કડવલી રે ૧

કાચાળાં કાપડાં કડવીને નવ ગમ્યાં રે,
કોણી ઉતાર કપડે મનડાં મોયાં રે
રણમાં રોળી રે કણબણ કડવલી રે ૨

રણછોડ પરણ્યો કડવીને નવ ગમ્યો રે,
હનુભાઇ ગરાશિયે મનડાં મોયાં રે
રણમાં રોળી રે કણબણ કડવલી રે ૩

જાડા સાડલા કડવીને નવ ગમ્યા રે,
ઝીણી પછેડીએ મનડાં મોયાં રે
રણમાં રોળી રે કણબણ કડવલી રે ૪

ભરેલા ઘાઘરા કડવીને નવ ગમ્યા રે,
ઘેરદાર ઘાઘરે મનડાં મોયાં રે
રણમાં રોળી રે કણબણ કડવલી રે ૫

રાયબાઇ સાસુ કડવીને નવ ગમી રે,
શાબા સાસુએ મનડાં મોયાં રે
રણમાં રોળી રે કણબણ કડવલી રે ૬

ગાયું ને ભેંસુ કડવીને ન ગમી રે,
ગરાશિયાને ઘોડે મનડાં મોયાં રે
રણમાં રોળી રે કણબણ કડવલી રે ૭

## કડવી (૨)

૬૬

સાત સાત બેડાં કડવી ધમકે ભરી આવી જો,
આઠમે બેડે વાર લાગી રે કડવલી. ૧
હાથ નથી ધોયા. પગ નથી ધોયા,
અવડલી વાર શેણે લાગી રે કડવલી. ૨
તળાવની પાળે બાવો વાંસળી વગાડે જો,
વાંસળીએ સાસુજી ! મન મોયાં રે કડવલી. ૩
ચાલો બાવાજી આપણે ભાગેડુ થાયેં જો,
ભાગીને ભાલ ભેળાં થાયેં રે કડવલી. ૪
તારી વાંસે કડવી સાત ઘોડા છુટયા જો,
આઠમે ઘોડે ઘેરી લીધી રે કડવલી. ૫
પે'લો તે ઝાટકો અંબોડે વાગ્યો જો,
બીજો ઝાટકો ખંભા વચ્ચે રે કડવલી. ૬
સાત સાત દિવસ કડવી પઠદે સૂતેલી જો,
આઠમે દિયે દેયું મેલી રે કડવલી. ૭

## કડવી (૩)

૬૭

પે'લે આણે કડવી દસ જમણુ રહી જો,
બીજે આણે વેર વાળ્યાં રે કડવલી. ૧

કડવીની બાઇજી રેંટિયો કાંતે જો,
કડવી બેઠી સોમલ વાટે જો કડવલી. ૨

સાંજ પડી ને બાઇજી! શેનાં ધાન ખાંડું જો,
બાજરાનું ઢુમરીઉં ખાંડે રે કડવલી. ૩

સાંજ પડી ને રણછોડ વાળુ કરવા આવ્યો જો,
માડી ! મને વાળુડાં દેજે રે કડવલી. ૪

માડી રે માડી ! ધાન કડવાં લાગે જો,
તાંબડીમાંથી દૂધડિયાં દેજો રે કડવલી. ૫

વાળુ કરી રણછોડ વાડીએ ચાલ્યો જો,
અડધે જઇને વમન થિયાં રે કડવલી. ૬

ત્યાંથી તે રણછોડ દોટાદોટ આવ્યો જો,
માડી ! માડી ! કમાડ ઉઘાડો રે કડવલી. ૭
પાછલી પછીતે ઢોલિયા ઢાળો રે કડવલી

× × ×

રણછોડની માડી બોલાવવા લાગી જો,
એકવાર હોંકારો દેજે રે જલમિયા! ૮

રણછોડની માયે છોકરો દોડતો મેલ્યો જો,
રણછોડના દાદાને તેડાવો રે કડવલી. ૯

રણછોડના દાદા ગાડાં સાંબદાં કરો જો,
કડવીને મૈયર વળાવો રે કડવલી. ૧૦

મુકવાની ધારમાં ગાડાં ઊભાં રાખ્યાં જો,
કડવીનો નાક ચોટલો કાપ્યો રે કડવલી. ૧૧

ત્યાંથી કડવલી દોડાદોડ ચાલી જો,
માડી રે માડી કમાડ ઉઘાડો જો
કડવી કપાઈ ઘેર આવી રે કડવલી. ૧૨

રૂપિયાની કોથળી કલવી કડવલી!
મર રે વાલા મુઈ મર રે ગોત્તરણુ ૧૩

× × ×

## ૬૮

## પારવતી

[ એવી જ ભાગેડુ બીજી એક ‘પારવતી’ નામની સગવારણ એક સ્ત્રી વિશેનો રાસડો છે. ]

ધાન ન ભાવે, પાણી ન ભાવે,
સૂતાં નીંદરા ન આવે
પારવતીનો પ્રાન-જીવડો બળે.

સધવાના પારવતીને ગમતા નથી,
મારે જરૂર કોળીડાને જાવું—પાવતીનો૦ ૧

બહુ રે કરતો ‘ધરમાળીઆ બાપજી!
અમારી ‘બીજું’ કરજે—પારવતીનો૦ ૨

સાસુ રે મેલ્યાં સસરો રે મેલ્યા,
મેલી નણદીની માયા—પારવતીનો૦ ૩

દેર રે મેલ્યા જેઠ રે મેલ્યા,
મેલી જેઠાણીની જોડ્યું-પારવતીનો૦ ૪

આડોશી મેલ્યાં, પાડોશી મેલ્યાં,
મેલી બજારીઆની માયા—પારવતીનો૦ ૫

ભીમો પારવતીને ગમતો નથી,
એને જરૂર રામજીને જાવું-પારવતીનો૦ ૬

ડોકમાં છે કંઠી, નાડીએ છે ફૂમકાં,
રામજીની રઢ્યું લાગી—પારવતીનો૦ ૭

# મુસલમાની રાસડા

## ૬૯

## બંસી બજાવે

રાજા કુવે પર બંસી બજાવે;
  બંસી બજાવે, રાણીનાં દિલ લલચાવે—રાજા૦ ૧
કોરે સે ખુમચેમેં હલીમ જમાયા;
  રાજા ખાવે, રાણીનાં દિલ લલચાવે—રાજા૦ ૨
કોરી સી મટકીમેં ઠંડા જલ પાની;
  રાજા પીવે, રાણીનાં દિલ લલચાવે—રાજા૦ ૩
કોરે સે પત્તેમેં પાન સોપારી;
  રાજા ચાવે, રાણીનાં દિલ લલગાવે—રાજા૦ ૪
ચુન ચુન કલીયુંમેં સેજ બિછાવી;
  રાજા સૂવે, રાણીનાં દિલ લલચાવે—રાજા૦ ૫

## ૭૦

## મોરુ જર સાન

વાય વાય રે મારૂ મેરા જરૂંદા ઝીંઝવા.
મારે આંગણ આંબલી ને તે પર બેઠો મોર;
મધરા બોલે બોલતા રે મારાં મનડાં કરે છે સોર રે
  મારૂ મેરા જરૂંદા ઝીંઝવા—વાય૦ ૧

મારે આંગણુ આંબલી ને તે પર બેઠો કાગ;
ઊડી જાને તું કાગડા રે મારો સાયબો આવે છે આજ રે
માલણુ એસા જરૂંદા ઝીંઝવા-વાય૦ ૨

તેલ કટોરો કાંગચી ને માંહી ડાબર ભરિયાં તેલ;
ચોટો ગૂંથ્યો ચોસરો તે જાણે વાસુંગી નાગ વળગેલ રે
માલણુ એસા જરૂંદા ઝીંઝવા-વાય૦ ૩

હું હાલી બજારમાં ને સામો મળિયલ છેલ;
હૈડાને રાખું હાકલી ત્યાં મારાં ઝડપું નાખે છે નેણુ રે
માલણુ એસા જરૂંદા ઝીંઝવા-વાય૦ ૪

ઊંચી મેડી ઊજળી ને ખટકે હીંડોળા ખાટ;
હું ને મારો પિયુ બે હીંચતાં ત્યાં ઝઘડો લાગ્યો સારી રાત રે
માલણુ એસા જરૂંદા ઝીંઝવા-વાય૦ ૫

સૂરજ તુંને પૂજશું રે ભરી મોતનકો થાળ;
ઘડીક મોડો ઊગજે રે મારો સાયબો ને આવે કાલ્ય રે
માલણુ એસા જરૂંદા ઝીંઝવા-વાય૦ ૬

સાંજ પડે ને દન આથમે રે માલણુ લાવે ફૂલ;
હવે તે ફૂલને શું કરું રે મારો સાયબો ગિયો છે દૂર રે
માલણુ એસા જરૂંદા ઝીંઝવા-વાય૦ ૭

સાંજ પડે ને દન આથમે રે સૈયર લાવે છે તેલ;
હવે તે તેલને શું કરું રે મારો ઘેરે નથી આજ છેલ રે
માલણુ એસા જરૂંદા ઝીંઝવા-વાય૦ ૮

૭૧

## મોતનમાલા

સૈયાં મેરા બેડા ઉતારો, હમારે ઘરે મોતનમાલા.

સૈયાંને લીધી એક મેડી,
હમને લીધી છે હવેલી, હમારે ઘરે મોતનમાલા.
સૈયાંની મેડીએ કોઈ ન જાવે,
હવેલીમાં સબ લોક આવે, હમારે ઘરે મોતનમાલા–સૈયાં૦ ૧

સૈયાંને લીધી એક વાડી,
હમને લીધી ફૂલવાડી, હમારે ઘરે મોતનમાલા.
સૈયાંની વાડીએ કોઇ ન જાવે;
બગીચામાં સબ લોક આવે, હમારે ઘરે મોતનમાલા–સૈયાં૦ ૨

સૈયાંને રાંધી ખારી ખીચડી,
હમને પકાઇ બરીઆની, હમારે ઘરે મોતનમાલા.
સૈયાંકી ખીચડી કોઇ ન ખાવે,
બરીઆની સબ લોક ભાવે, હમારે ઘરે મોતનમાલા–સૈયાં૦ ૩

સૈયાંને રાખી એક છોકરી,
હમને રાખ્યા એક ચેલા, હમારે ઘરે મોતનમાલા.
સૈયાંકી છોકરી કુછ ન જાણે,
હમેરા ચેલા અલબેલા, હમારે ઘરે મોતનમાલા–સૈયાં૦ ૪

## ૭૨

# હિન્દવાણી-મુસલમાની

મુસલમાની ને વડી મેરખાની રે.
હો જા રાધાજી મુસલમાની રે.

કડલાં તે પેરશે હિંદવાણી રે,
લંગર લટકાવે મુસલમાની રે—મુસલમાની૦ ૧

ચૂડિયું તે પેરશે હિંદવાણી રે,
બંગડી લટકાવે મુસલમાની રે—મુસલમાની૦ ૨

ડોકિયું તે પેરશે હિંદવાણી રે,
દાણિયું લટકાવે મુસલમાની રે—મુસલમાની૦ ૩

ટીબકી તે પેરશે હિંદવાણી રે,
ખુલાખ લટકાવે મુસલમાની રે—મુસલમાની૦ ૪

કાપડું તે પેરશે હિંદવાણી રે,
આભો લટકાવે મુસલમાની રે—મુસલમાની૦ ૫

ઘાઘરો તે પેરશે હિંદવાણી રે,
ઇજાર લટકાવે મુસલમાની રે—મુસલમાની૦ ૬

સાડલો તે પેરે હિંદવાણી રે,
ઓઢણી લટકાવે મુસલમાની રે—મુસલમાની૦ ૭

૭૩

## ચાલો પિયા !

અંધારી રાત ને બાદલ છાંયા,
એ જી બાદલીને છાંયે મારી આંખ તો મળી
ચાલો પિયા ! સુખની રાત મળી. ૧

બજારે બજારે હું તો ફરી,
શેરીએ શેરીએ જોઇ તો વળી
ચાલો પિયા ! સુખની રાત મળી. ૨

મારગે મારગે હું તો ફરી
વાડીએ ને ખેતરે જોઇ તો વળી,
ચાલો પિયા ! સુખની રાત મળી. ૩

૭૪

## પિયુ જ્યાં હો–

[ પ્રિય લાગતાં રાજારાણી, કુંવરકુંવરીનાં નામ મૂકી ગવાય છે. ]

§

રાત અંધારી ને વાદળી કાળી,
વાદળી જોઇ હું તો પાછી વળી
પિયુ ! જ્યાં હો ત્યાં સુખની રાત બની. ૧

દેશ તે દેશના રાજા જોયા રે મેં
રાજા — જોઈ આંખડી ઠરી,
પિયુ ! જ્યાં હો ત્યાં સુખની રાત બની. ૨

દેશ તે દેશની રાણીયું જોઈ રે મેં
રાણી — જોઈ આંખડી ઠરી,
પિયુ ! જ્યાં હો ત્યાં સુખની રાત બની. ૩

દેશ તે દેશના કુંવર જોયા રે મેં
કુંવર — જોઈ આંખડી ઠરી,
પિયુ ! જ્યાં હો ત્યાં સુખની રાત બની. ૪

દેશ તે દેશની કુંવરી જોઈ રે મેં
કુંવરી — જોઈને આંખડી ઠરી,
પિયુ ! જ્યાં હો ત્યાં સુખની રાત બની. ૫

# રમત-રાસડા

## ૭૫

## કોણ કોને વાલાં !

જળની માછલડીને જળ વાલાં રે.

ઘરને વાલું ઘોડિયું રે,
ઘોડિયાંને વાલાં બાળ માછલડીને જળ વાલાં રે. ૧

બાળકને વાલો વાટકો રે,
વાટકાને વાલાં દૂધ માછલડીને જળ વાલાં રે. ૨

પુરુષને વાલી પાઘડી રે,
પાઘડીને વાલાં ફૂલ માછલડીને જળ વાલાં રે. ૩

*અસ્રીને વાલો કંચવો રે,
કંચવાને વાલો હાર માછલડીને જળ વાલાં રે. ૪

ડોશીને વાલો રેંટિયો રે,
રેંટિયાને વાલી માળ માછલડીને જળ વાલાં રે. ૫

બામણને વાલા લાડવા રે,
લાડવાને વાલી દાળ માછલડીને જળ વાલાં રે. ૬

---

*પાઠાન્તર: અસ્ત્રીને વાલો ચૂડલો રે
ચૂડલીને વાલી ચીપ—માછલડીને૦

૭૬

## દરિયાની માછલી

દરિયાના બેટમાં રેતી,
સાહેબનું નામ લેતી, હું દરિયાની માછલી.
જાળી નાખી તો હવે ભલે નાખી,
મને બારણે કાઢવી નો'તી,—હું૦ ૨
બા'ર કાઢી તો હવે ભલે કાઢી,
મને સૂંડલે નાખવી નો'તી—હું૦ ૩
સૂંડલે નાખી તો હવે ભલે નાખી,
મને ઘર ઘર વેચવી નો'તી—હું૦ ૪
ઘર ઘર વેચી તો હવે ભલે વેચી,
મને છરીએ છોલવી નો'તી—હું૦ ૫
છરીએ છોલી તો હવે ભલે છોલી,
મને તાવડે તાવવી નો'તી—હું૦ ૬
તાવડે તળી તો હવે ભલે તળી,
મને મરચે ચડાવવી નો'તી—હું૦ ૭
મરચે ચડાવી હવે ભલે ચડાવી,
મને ચપ ચપ ચાવવી નો'તી—હું૦ ૮
ચપ ચપ ચાવી તો હવે ભલે ચાવી,
મને બારણે ફેંકવી નો'તી—હું૦ ૯

બા'ર ફેંકી તો હવે ભલે ફેંકી,
મને કાગડાને નાખવી નો'તી—હું૦ ૧૦

૭૭

## તેલની રેલ

નવટાંક તેલ લાવી રે નવટાંકી રે,
તેલ લાવી પેઢલિયે મેલ્યું, શાક સુધારવા બેઠી રે–નવટાંકી રે
આવી પાડેશણ દેતવા લેવા, આવી તેલ ઢોળ્યું રે–નવટાંકી રે
ત્યાંથી રેલ પેઢલીએ ચાલી, ઉખરાડિયા તણાઈ ગિયા–નવટાંકી રે
ત્યાંથી રેલ પાણીઆરે ચાલી, કળશિયા તણાઇ ગિયા–નવટાંકી રે
ત્યાંથી રેલ ફળીમાં ચાલી, પાડરડાં તણાઇ ગિયાં–નવટાંકી રે
ત્યાંથી રેલ બજારે ચાલી, વેપારિયું તણાઈ ગિયા–નવટાંકી રે
ત્યાંથી રેલ ચોરે ચાલી, ચોવટિયા તણાઈ ગિયા–નવટાંકી રે
ત્યાંથી રેલ પાદર ચાલી, છોકરડાં તણાઈ ગિયાં–નવટાંકી રે
મોટાં છોકરાં ગાડે ચડિયાં, પટેલ ચડિયાં પાડે,
પટલાણી ચડિયાં શીંકે,
શીંકું તૂટયું, માથું ફૂટયું, પટેલ કૂટે પેટ–નવટાંકી રે

૭૮

## અજબ ડોબડી !

દોઢ રૂપિયાની *ડોબડી રે વોરી,
આવી આંગણીએ બાંધો દેરીડા ! ડોબડી શીદને વોરી ? ૧

*ડોબડી=ભેંસ

ઇ રે ડોબલડીને ચરવા મેલી,
પટેલનાં પાદર ભેળ્યાં દેરીડા ! ડોબડી૦ ૨

ઇ રે ડોબલડીને પાણી પીવા છોડી,
સાતે સમુદર સોષ્યા દેરીડા ! ડોબડી૦ ૩

ઈ રે ડોબલડીની છાશ તાણવા બેઠા,
નવ નવ નેતરે તાણી દેરીડા ! ડોબડી૦ ૪

ઇ રે ડોબલડીનું ઘી તાવવા બેઠા,
*માકો જીવન બે બાધ્યા દેરીડા ! ડોબડી૦ ૫

ઇ રે ડોબલડી મરવા સૂતી,
ઢેઢ ધીંગાણાં માંડયાં દેરીડા ! ડોબડી૦ ૬

૭૯

## બાઇજીને બુડાડયાં !

[ કાંતવાનું કામ અકારૂં થઈ પડતાં વહુએ કરામત કરી, પછી પોલીસ-તપાસ કરવામાં પ્રવીણ સાસુને વહુએ ટલ્લે ચડાવ્યાં. ]

§

કડલે કડલે વઉ પૂણિયું રે લાવે
લઈને ચૂલામાં નાખે રે મારી સૈયર સમાણી. ૧

સાસુ કહે વઉ પૂણિયું દેખાડો,
પૂણિયુંનું સૂતર કાંત્યું રે મારી સૈયર સમાણી. ૨

*માકો ને જીવન=ઘીના બે વેપારી

સાસુ કહે વહુ સૂતર દેખાડો,
સૂતર સૂતરિયાને આપ્યું રે મારી સૈયર સમાણી. ૩
સાસુ કહે વહુ રૂપિયો દેખાડો,
રૂપિયાની ગાગર લીધી રે મારી સૈયર સમાણી. ૪
સાસુ કહે વહુ ગાગર દેખાડો,
ગાગર કૂવામાં ડૂબી રે મારી સૈયર સમાણી. ૫
આગળ સાસુજી ને વાંસે વહુજી,
કૂવો ગોતવા ચાલ્યાં રે મારી સૈયર સમાણી. ૬
આઘેરાં રે વહુએ ધક્કો તે દીધો,
બાઇજી કૂવામાં બૂડ્યાં રે મારી સૈયર સમાણી. ૭
બાઇજી બૂડ્યાં ને સાડલો તરે,
રખે ને પાછાં વળે રે મારી સૈયર સમાણી. ૮

૮૦

## ક્યાંથી બતાવું!

[ઉપલા ગીત ૭૯ નો સોરઠી બીજો પાઠ]

§

ખડનો ભારો લેવા ગઇ'તી રે
મારી સૈરૂં સંગાથે. ૧

વહુ રે વહુ મને ભારો બતાવો,
ભારો રે બઈજી ક્યાંથી બતાવું!
ભારો ભેંસુંને નીર્યો રે મારી૦ ૨

વહુ રે વહુ મને ભેંસ બતાવો,
ભેંસ રે બઈજી ક્યાંથી બતાવું!
ભેંસ [1]ખાડુમાં આઢી રે મારી૦ ૩

વહુ રે વહુ મને દૂધ બતાવો,
દૂધ હું બઈજી ક્યાંથી બતાવું !
દૂધનાં દહીં કરી વાળ્યાં રે મારી૦ ૪

વહુ રે વહુ મને દહીં બતાવો,
દહીં હું બઈજી ક્યાંથી બતાવું !
દહીંની છાશ કરી વાળી રે મારી૦ ૫

વહુ રે વહુ મને છાશ બતાવો,
છાશ હું બઈજી ક્યાંથી બતાવું !
છાશ પાડોશણને આલી રે મારી૦ ૬

વહુ રે વહુ મને માખણ બતાવો,
માખણ હું બઈજી ક્યાંથી બતાવું !
માખણનાં ઘી કરી વાળ્યાં રે મારી૦ ૭

વહુ રે વહુ મને ઘીય બતાવો,
ઘીય હું બઈજી ક્યાંથી બતાવું !
ઘી મેં વાણીડાને આપ્યાં રે મારી૦ ૮

૧ ખાડુ : ભેંસોનું ટોળું. આઢી : ચરવા ગઈ

વહુ રે વહુ મને રૂપિયા બતાવો,
રૂપિયા હું બઇજી ક્યાંથી બતાવું!
રૂપિયાની લીધો ઝારી રે મારી૦ ૯

વહુ રે વહુ મને ઝારી બતાવો,
ઝારી હું બઇજી ક્યાંથી બતાવું!
ઝારી છોકરડે ફોડી રે મારી૦ ૧૦

વહુ રે વહુ મને કટકા બતાવો,
કટકા હું બઇજી ક્યાંથી બતાવું!
કટકા ઉકરડે નાખ્યા રે મારી૦ ૧૧

વહુ રે વહુ મને ઉકરડો બતાવો,
ઉકરડો હું બઇજી ક્યાંથી બતાવું!
ઉકરડા નદીમાં નાખ્યા રે મારી૦ ૧૨

વહુ રે વહુ મને નદી બતાવો,
નદી હું બઇજી ક્યાંથી બતાવું!
નદી દરિયામાં ડોળી રે મારી૦ ૧૩

વહુ રે વહુ મને દરિયો દેખાડો,
દરિયો હું બઇજી ક્યાંથી બતાવું!
દરિયો દેશમાં ફરિયો રે મારી૦ ૧૪

૮૧

# ઝારીની ખોળણ

[ઉપલા ગીતનો ગુજરાતમાં ગવાતો પાઠ]

§

પૈસાની આણી ઝારીરે મારી સહિયર સમાણી
વહુ રે વહુ રે ઝારી બતાવું, વહુ રે વહુ રે ઝારી બતાવું,
ઝારી તો નંદઈ ગઈ છે રે, મારી સહિયર સમાણી. ૧

વહુ રે વહુ રે કકડા બતાવું, વહુ રે વહુ રે કકડા બતાવું,
કકડા તો પૂંજામાં વાળ્યા રે મારી સહિયર સમાણી. ૨

વહુ રે વહુ રે પૂંજો બતાવું, વહુ રે વહુ રે પૂંજો બતાવું,
પૂંજો તો દરિયામાં નાખ્યો રે, મારી સહિયર સમાણી. ૩

વહુ રે વહુ રે દરિયો બતાવું, આગળ બઈજી ને કેડે વહુજી,
બઈજીને માર્યા ધક્કા રે, મારી સહિયર સમાણી. ૪
જુઓ ગામના લોકો રે, બઈજી ઝારી ખોળે છે!

૮૨

# સસરા–વહુના ધડાકા

શીંગ લેવા ગ્યાં'તાં શવજી માદળીઆ
શીંગ કોની સાટુ શવજી માદળીઆ
શીંગ છોકરાં સાટુ શવજી માદળીઆ ૧

છોકરાંનું નામ શું શવજી માદળીઆ
હીમજી ને ખીમજી શવજી માદળીઆ ૨

સસરાને પીરસ્યો રોટલો શવજી માદળીઆ
આ તો વઉ કાચો! શવજી માદળીઆ ૩

કાચો કાચો શું કરો છો
લાવો મારો પાછો શવજી માદળીઆ ૪

સસરાને પીરસ્યું દહીં શવજી માદળીઆ
આ તો વઉ ખાટું શવજી માદળીઆ ૫

ખાટું ખાટું શું કરો છો
મેલું એક પાટુ શવજી માદળીઆ ૬

સોળ સાંઠાની વાડ કરી શવજી માદળીઆ
સસરો કે' વહુ ઠેકો શવજી માદળીઆ ૭

ઠેકો ઠેકો શું કરો છો
ભાંગું તારો ઢેકો શવજી માદળીઆ ૮

## ૮૩

## ગિરધરલાલજી રે!

[ કોમળ હૃદયની કન્યા સાસરિયાના સંતાપ સહી સહીને નઠોર બની જાય, ત્યાર પછી સાસુની સાથે કેવા ધડાકા લે છે, કામકાજમાં કેવી અવળચંડાઈ આદરે છે, સાસુને ડુબાવવા જેટલી ધાતકી બને છે, અને સાસુને સ્વધામ પહોંચાડ્યા પછી વૃદ્ધ સસરાનાં ખાનપાનાદિમાં

કેવી નફટાઈ માંડે છે તેનું એક પછી એક ચિત્ર ઉપરનાં અને આ ગીતોમાં આલેખાયલું છે. જનતાની કટાક્ષવૃત્તિમાંથી આ કૃતિઓ જન્મે છે.]

§

ગિરધરલાલજી રે મારૂં સોનાનું છે બેડું,
ગિરધરલાલજી રે મારી હીરની ઈંઢોણી.
ગિરધરલાલજી રે અમે સરોવર પાણી ગ્યાં'તાં.
ગિરધરલાલજી રે અમે પાળ્યે બેડાં મેલ્યાં.
ગિરધરલાલજી રે અમે આવળ દાતણ વાઢયાં.
ગિરધરલાલજી રે અમે આરે બેસી ડોળ્યાં.
ગિરધરલાલજી રે અમે ઉગતો સૂરજ પૂજ્યો.
ગિરધરલાલજી રે અમે [1]માડીજાયો માગ્યો.
ગિરધરલાલજી રે અમે બેડલાં ભરી ચાલ્યાં.
ગિરધરલાલજી રે પાળે વણઝારાનો બેટો.
ગિરધરલાલજી રે અમને એડી કાંકર નાખ્યાં.
ગિરધરલાલજી રે મારા સોના બેડલાં [2]નાંદયાં.
ગિરધરલાલજી રે બાઈજી બેડલાં ઊતરાવો.
ગિરધરલાલજી રે વઉજી ઠાલાં બેડાં ઠણુકયાં.
ગિરધરલાલજી રે બાઈજી વણઝારાનો બેટો.
ગિરધરલાલજી રે બાઈજી એડી કાંકર નાખ્યાં.
ગિરધરલાલજી રે મારાં સોના બેડલાં નાંદયાં.
ગિરધરલાલજી રે વઉજી વણઝારાને જાજો!

---

૧ માડીજાયો=ભાઈ. ૨ નાંદયાં=નંદવ્યાં, ફોડયાં.

ગિરધરલાલજી રે બાઇજી જઇશું તો શું થાશે ?
ગિરધરલાલજી રે વઉજી ઘઉં ગોરડીઆ ખાજો !
ગિરધરલાલજી રે બાઇજી ખઇશું તો શું થાશે ?
ગિરધરલાલજી રે વઉજી ગોળ માળવીઓ ખાજો !
ગિરધરલાલજી રે બાઇજી ખઇશું તો શું થાશે ?
ગિરધરલાલજી રે વહુજી અવળા પોઠીએ બેસજો !
ગિરધરલાલજી રે બાઇજી બેસશું તો શું થાશે ?
ગિરધરલાલજી રે વઉજી લાલ લાકડી ઝાલજો !
ગિરધરલાલજી રે બાઇજી ઝાલશું તો શું થાશે ?
ગિરધરલાલજી રે અમે વાટકામાં વખ ઘોળ્યાં.
ગિરધરલાલજી રે અમે આંખો મીંચી પીધાં.
ગિરધરલાલજી રે અમે સોડો તાણી સૂતાં.

૮૪

## કોયડા

[ આવાંને અંગ્રેજીમાં 'Riddlesongs' કહે છે. ત્રીજી કડીથી એમાં દરેક કડીમાં ઉખાણાં નાખેલ છે. જવાબો આપેલ છે. એક જૂદા પાઠમાં દરેક ઉખાણાની દોઢય ' અંબોડે ગલફૂલ વાલા !' એ રીતે વળે છે. ]

§

એક અંધારી ઓરડી રે, બીજી વેરણ રાત વાલા.
ત્રીજી ઝબૂકે વીજળી રે, ચોથલા વરસે મેઘ વાલા. ૧

સખી રે સૂરજને વિનવે રે, ઘડીક મોડેરો ઉગ્ય વાલા.
ઘડીઆં જો ઘડીઆં શું કરો રે, ઘડીઆં ઊઘડીઆં કમાડ વાલા. ૨

ત્રણ તસુનું લાકડું રે, નાંખ્યું સુતારીને ઘેર વાલા.
ત્રણસો ને સાઠ ઘટે રેંટિયા રે; બાર ઘાણીનો ખોળ વાલા. ૩

ઘડયું ઘડામણ વાળી રે લેજો, વધ્યું ઘટયું પાછું આપ વા'લા.
ચતુર હોય તો સમજી રે લેજો, મૂરખ કરે વિચાર વા'લા. ૪
[ અર્થ—ચંદ્રમા ]

ભેંશ વીંઆણી પાડો પેટમાં રે, દૂધ કચોળે જાય વા'લા.
ચતુર હોય તો સમજી રે લેજો, મૂરખ કરે વિચાર વા'લા. ૫
[ અર્થ—પાકલ કેરી ]

કાળો તી માર્યો કાગડો રે, લીલુડો માર્યો હંસ વા'લા.
નાખ્યો વાણીડાના હાટમાં રે, ત્રાજવીએ તોળાય વા'લા. ૬
ખાય ભામણ ખાય વાણિયા રે, ખાય અઢારે આલમ વા'લા.
ચતુર હોય તો સમજી રે લેજો, મૂરખ કરે વિચાર વા'લા. ૭
[ અર્થ—રીંગણાં ]

ઊંચી નારી કેડ પાતળી રે, તેનો ચોટલો ચોરે ઓળાય વા'લા.
ચતુર હોય તો સમજી રે લેજો, મૂરખ કરે વિચાર વા'લા. ૮
[ અર્થ—? ]

વેંત તે જેવડી વરખડી રે, ડાલ તે જેવડાં પાંદ વા'લા.
કાચાં તે કમળ ઊતરે રે, પાકે તયેં થાય મૂલ વા'લા.
ચતુર હોય તો સમજી રે લેજો, મૂરખ કરે વિચાર વા'લા. ૯
[ અર્થ—કુંભારનો ચાકડો ]

સસરો જમાઇ બાપ દીકરો રે, ચારેની એક ઘરનાર વા'લા.
ચતુર હોય તો સમજી રે લેજો, મૂરખ કરે વિચાર વા'લા. ૧૦
[ અર્થ—તરવાર ]

સાસુ વવારૂ, મા દીકરી રે, ચારેનો એક ભરથાર વા'લા.
ચતુર હોય તો સમજી રે લેજો, મૂરખ કરે વિચાર વા'લા. ૧૧
[ અર્થ—સાડલો ]

## ૮૫

## વાંસળી-ઘેલી

મારા વા'લાના વનમાંય વાગે રૂડી વાંસલડી.
હું તો ઘેલી ફરૂં ઘરમાંય, કોણે બીડી સાંકળડી !
કુંભ વન્યા જળ ભરવા ચાલી,
શિર પર મેલી ઈંઢાણી રે;
ગળણું લઇ જળ ભરવા બેઠી,
ઘરની શુધ બુધ ભૂલી રે વાગે રૂડી વાંસલડી
—મારા વા'લાના૦ ૧

ઘોણીઆ વન્યા ગા' દોવા બેઠી,
સાડી ભીંજાણી નવ જાણી રે,
વાછરડું વાળંતાં વહુએ
બાળક બાંધ્યાં તાણી રે વાગે રૂડી વાંસલડી
—મારા વા'લાના૦ ૨

ઘી તાવીને છાશમાં રેડયાં,
દૂધમાં રેડયાં પાણી રે;
નેતરૂં લઇ નાહોલીઓ બાંધ્યો,
ઘરનો ધણી નવ જાણ્યો રે વાગે રૂડી વાંસલડી
—મારા વા'લાના૦ ૩

વાસણ વન્યાનાં ભોજન પીરસ્યાં,
મોદક મરચાં ભેળ્યાં રે;
સાકર વડીનાં શાક વઘાર્યાં,
સેવમાં સૂંઠ જ ભેળી રે વાગે રૂડી વાંસલડી
—મારા વા'લાના૦ ૪

સાસુ કે' વહુને વઇતર વળગ્યું,
ઓસડીઆં ઊતરાવો રે;
દેર કહે ભોજાઇને બાંધો,
સાન કરી સમજાવો રે વાગે રૂડી વાંસલડી
—મારા વા'લાના૦ ૫

## ૮૬

## ક્યાં રે વાગી !

કાન તારી મોરલીએ જી રે, મારાં મન હેર્યાં.
સમી સાંજની જી રે, વજોગણ ક્યાં રે વાગી !
ગૂઢા રાગની જી રે, મોરલી ક્યાં રે

મધરાતની જી રે, અભાગણી ક્યાં રે વાગી !
સરવા સાદની જી રે, મોરલી ક્યાં રે વાગી !

કાન તારી મોરલીએ જી રે ગરબો ઘેલો કીધો
—સમી સાંજની૦ ૧

કાન તારી મોરલીએ જી રે સૈયરૂંનો સાથ મેલ્યો
—સમી સાંજની૦ ૨

કાન તારી મોરલીએ જી રે મા ને બાપ મેલ્યાં
—સમી સાંજની૦ ૩

કાન તારી મોરલીએ જી રે રોતાં બાળ મેલ્યાં
—સમી સાંજની૦ ૪

કાન તારી મોરલીએ જી રે કોઠીએ કણ ખૂટયાં
—સમી સાંજની૦ ૫

## ૮૭

## ન્યાતજાતનાં લક્ષણો

ચણાની દાળ મને પીળી પીળી લાગે, પીળી પીળી લાગે !
લીલુડો વીરભટ વાલેરો લાગે. ૧

બામણની જાત મને લાડુખાઈ લાગે, લાડુખાઈ લાગે !
લીલુડો વીરભટ વાલેરો લાગે. ૨

વાણિયાની જાત મને વેવલી બૈ લાગે, વેવલી બૈ લાગે !
લીલુડો વીરભટ વાલેરો લાગે. ૩

લુવાણાની જાત મને લીંગરી બૈ લાગે, લીંગરી બૈ લાગે !
લીલુડો વીરભટ વાલેરો લાગે. ૪

નાગરની જાત મને નવરંગી લાગે, નવરંગી લાગે !
લીલુડો વીરભટ વાલેરો લાગે. ૫

સઈની જાત મને સાંધાળી લાગે, સાંધાળી લાગે !
લીલુડો વીરભટ વાલેરો લાગે. ૬

લુવારની જાત મને લુચ્ચી બૈ લાગે, લુચ્ચી બૈ લાગે !
લીલુડો વીરભટ વાલેરો લાગે. ૭

મગડાની દાળ મને લીલી લીલી લાગે, લીલી લીલી લાગે !
લીલુડો વીરભટ વાલેરો લાગે. ૮

## ૮૮

## માછલો

*પોષ મહિનાની પૂનમે પાણી ગ્યાં'તાં
મને માછલે રે કરડી.

---

* બીજા ઢાળમાં ગવાતું–
પોષ મૈનાની પૂનમે હું તો પાણીડાં ભરવા ગઇ'તી
મને માછલો કરડી ગ્યો'તો.

મારા મૈયરના માળી તેડાવું
તુંને મરાવું કાલ્ય,
માછલે મને કરડી મારે
કાંઇ ન આવ્યો કામ-મને માછલે૦ ૧

મારા મૈયરના માળી આવ્યા
માછલો મારવા જાય,
બાર બંધૂકે માછલો માર્યો
પડ્યો પાણી બાર-મને માછલે૦ ૨

માછલા તારું હાડકું મારે
કાંઇ ન આવે કામ,
રાણીને થાશે ચૂડલો
રાજાને થાશે બેરખો-મને માછલે૦ ૩

માછલા તારું ચામડું મારે
કાંઇ ન આવે કામ,
રાણીનો થાશે કંચવો
રાજાને થાશે ઢાલું-મને માછલે૦ ૪

માછલા તારું પૂછડું મારે
કાંઇ ન આવે કામ,
રાજાને થાશે ચમરો
રાણીને થાશે પંખો-મને માછલે૦ ૫

૮૯

## રંગ લાગ્યો રે

કોરી ગાગરડીમાં રંગ રેડયો રે;
કેસરીઓ પટ લાગ્યો છબીલા રંગ લાગ્યો રે.
એક વાર ઘોઘે જાજે છબીલા રંગ લાગ્યો રે.
ઘોઘાના ઘૂઘરા લાવ્યે છબીલા રંગ લાગ્યો રે.
લાવે તો બે જોડ લાવ્યે છબીલા રંગ લાગ્યો રે.
નીકર ઝગડો થાશે છબીલા રંગ લાગ્યો રે.
શોકય ધડાકા લેશે છબીલા રંગ લાગ્યો રે.
—કોરી૦

૯૦

## તારી સેજડીમાં

તારી સેજડીમાં ફૂલ રે રંગ રસીઆ.
રંગ રસીઆ, મારે જાન વસીઆ—તારી૦

મુને કડલાં ઘડાવ્ય રે રંગ રસીઆ,
કાંબીએ રતન જડાવ્ય રે—તારી૦

૯૧

## વેલડી આવે રે

સામે કાંઠે વેલડી આવે રે
આવતાં દીઠી વાલમીઆ!

ઘડીક ઊભલા રે' તો રે
ચૂંદડી લાવું વાલમીઆ!
પેર્યાનો ઝમકારો
નાવલીઓ નાનો વાલમીઆ—સામે કાંઠે. ૧

ઘડીક ઊભલા રે' તો રે
કડલાં લાવું વાલમીઆ.
પેર્યાનો ઝમકારો
નાવલીઓ નાનો વાલમીઆ—સામે કાંઠે. ૨

## ૯૨

## ઊભા રે' રંગ રસિયા!

સોના ઈંઢોણી રૂપાં બેડલું રે
નાગર ઊભા રે' રંગ રસીઆ!
પાણીડાં ગઈ'તી તળાવ રે
નાગર ઊભા રે' રંગ રસીઆ! ૧

કાંઠે તે કાન ઘોડાં ખેલવે રે નાગર૦
કાન મુને ઘડુલો ચડાવ્ય રે નાગર૦ ૨

તારો ઘડો તે ગોરી તો ચડે રે નાગર૦
તું જો મારા ઘરડાની નાર રે નાગર૦ ૩

ફટ રે ગોઝારા ફટ પાપીઆ રે નાગર૦
તું છો મારો માડીજાયો વીર રે નાગર૦ ૪

અરડી મરડીને ઘડો મેં ચઢયો રે નાગર૦
તૂટી મારા કમખાની કસ રે નાગર૦ ૫
ભાઇ રે દરજીડા વીરા વીનવું રે નાગર૦
ટાંકય મારા કમખાની કસ રે નાગર૦ ૬
કસે તે ટાંકય ઘમર ઘૂઘરી રે નાગર૦
હૈયે તે લખ્ય ઝીણા મોર રે નાગર૦ ૭
જાતાં વાગે તે ઘમર ઘૂઘરી રે નાગર૦
વળતાં ઝીંગોરે નીલા મોર રે નાગર૦ ૮

## ૯૩

## સોનાગરી

[ઉપલું જ ગીત પણ જૂદા મૂળ પદનું ને જૂદા ઢાળનું]

આઠ કૂવા ને નવ પાવઠાં રે જી રે જાં;
પાણીડાં ગઇ'તી તળાવ રે સોનાગરી,
સોનાગર રાસડો જોડીઓ રે જી રે જાં. ૧.
કાંઠે કાનુડો ઘોડા ખેલવે રે જી રે જાં.
વીરા મુને ઘડૂલો ચડાવ્ય રે સોનાગરી–સોનાગર૦

[અગાઉના ગીત મુજબની પંક્તિઓ સાથે નત્રો 'ટેક' જોડી દેવાય છે]

## ૯૪

## લીંબુડું ઝૂલે

[જૂદા ઢાળનું]

સોના ઈંઢાણી રૂપા બેડલું લીંબુડું ઝુલે છે બાગમાં
પાણીડાં ગઇ'તી તળાવ રે " " "

૯૫

## સેંજળીઆરી સર

[જૂદા ઢાળનું]

સોનલા ઈંઢોણી રૂપા બેડલું,
પાણી ગ્યાં'તાં સેંજળીએ તળાવ રે
        સેંજળીઆળી સરનાં પાણી સાંચર્યાં.

કાંઠે તે કાન ઘોડાં ખેલવે,
કાન મુને ઘડુલો ચડાવ્ય રે
        સેંજળીયાળી સરનાં પાણી સાંચર્યાં.

૯૬

## રાજલ કોયલડી રે

[જૂદા ઢાળનું]

સોના ઈંઢોણી રૂપા હો રે બેડલું રે,
પાણીડાં ગઈ'તી તળાવ
        વનમાં બોલી રાજલ કોયલડી રે

કાંઠે કાનડો ઘોડાં હો રે ફેરવે રે,
વીરા મને ઘડૂલો ચડાવ્ય
        વનમાં બોલી રાજલ કોયલડી રે

૯૭

## નગર બ્રામણી

[જૂદા ઢાળનું]

બેરંગી રૂડી રૂપાળી નગર બ્રામણી.
સોનલા ઇંઢોણી રૂપા બેડલું, પાણીડાં ગઇ'તી તળાવરે-બેરંગી૦
કાંઠે તે કાન ઘોડાં ખેલવે, કાન મને ઘડૂલો ચડાવ્ય રે-બેરંગી૦

૯૭

## કે'દી આવશે!

વાડય પછવાડે ઘૂમે મોરલા,
કોયલડી કાંઈ કરે છે કિલોળ રે
વે'વારીઓ કે'દી આવશે! ૧

સાડલો ફાટયો માડી મારે ઘૂંઘટે,
હવે ક્યાં છે ઘરચોળાનાં તેજ રે—વે'વારીઓ૦ ૨

કાપડું ફાટયું માડી મારૂં કોણીએ,
હવે ક્યાં છે સોનાસળીનાં તેજ રે—વે'વારીઓ૦ ૩

ઘાઘરો ફાટયો માડી મારે ઢીંચણે,
હવે ક્યાં છે અટલસુંના તેજ રે—વે'વારીઓ૦ ૪

૯૮

## લાલ ગલાલ

સામી પરોળમાં બેસતાં,
સામાં વાણીડાનાં હાટ.

વાણીડા લાવ્યે ચૂંદડી,
એ તો મારી અંબાને કાજ.

લાવે તો અદકા મૂલની,
લોબડી લાલ ગલાલ.
ઘેલી ઘેલી ફરૂં કૂદડી,
નરખું નવલી ભાત્ય.
વાળી વાળી ફરૂં કૂદડી,
નરખું નવલી ભાત્ય. ૧

સામી પરોળમાં બેસતાં,
સામાં સોનીડાનાં હાટ.
સોનીડા લાવ્યે નથડી,
એ તો મારી અંબાને કાજ.
લાવો તો અદકા મૂલની,
નથડી લાલ ગલાલ–ઘેલી ઘેલી૦ ૨

સામી પરોળમાં બેસતાં,
સામાં કંસારાનાં હાટ.
કંસારા લાવ્યે હેલડી,
એ તો મારી અંબાને કાજ.
લાવો તો અદકા મૂલની,
હેલડી લાલ ગલાલ–ઘેલી ઘેલી૦ ૩

૯૯

## ને જાઉં!

પાંચ બાળગીઆની વાડી રે લોલ,
ફરતી છે ફૂલવાડી રે લોલ,
ફૂલડાં વીણ્યાં ગઈ'તી રે લોલ,
સસરો આવી આવ્યા રે લોલ.
સાસરા જોગી ને જાઉં રે લોલ— પાંચ૦ ૧

× × × × ×

પરણ્યો આવ્યા આવ્યો રે લોલ.
ટચરક ટીલી તાણી રે લોલ,
મસરક મોંદલો માંડ્યો રે લોલ,
એ હવે વાલી રે લોલ!
કેતીં'નીં ને જાઉં
એ હવે વાલી રે લોલ! ૬

૧૦૦

## વાઘરણ

[ આ ગીતમાં પહેલા આંતરા વાઘરણ જેવો લહેકો કરીને [illegible] ]

§

એલી વાઘરણ, તારા વાડામાં ચીભડાં [illegible]

---

• એની એ જ પાંચ પંક્તિઓ 'સાસુ' 'જેઠ' [illegible] '[illegible]' મૂકીને ગવાય છે.

